# બે બોલ.

આ નાનકડા પુસ્તકમાં જેટલાં લખાણો આવ્યાં છે તેમાંનું એક પણ મારૂં નથી. તે લખાણો મુંબાઇના રોજીંદા પત્ર "મુંબાઇ સમાચાર"માં તા૦ ૨૪ જુલાઇ ૧૯૨૬ થી તા૦ ૩ સપટેમબર ૧૯૨૭ સુધીમાં જુદા જુદા અંકોમાં છપાએલાં છે અને તે સઘળાં આ ચોપડીમાં અક્ષરે અક્ષર ઉતારી લેવામાં આવ્યાં છે.

હાલ ઓલીયાઓની દરગાહો અને તેમના ઉરસો વિરૂદ્ધ કયા હેતુથી પ્રોપેગેન્ડા ચાલી રહ્યો છે .તે ઉપર આ લખાણો બરાબર પ્રકાશ પાડે છે તો તે બરાબર ધ્યાનથી વાંચવાથી તરત સમજમાં આવી જશે. એને માટે વધુ વિવેચનની જરૂર નથી. માત્ર કહેવાનું એટલુંજ છે કે એ લખાણો એક વખત ભાઇઓ બરાબર વાંચી જાય અને તે ઉપર તોલ કરે, કે વહાબી અકીદાવાળા શું કામ કરી રહ્યા છે.

લી૦ પ્રસીદ્ધ કર્તા.

# કબરોની સાચવણી શા માટે કરવી?

## મદીનાના કબ્રસ્તાનના કેસ ઉપરથી લેવાતો ધડો.

## ઓલીયાઓના ઓરસો શા માટે?

## હજની ઇસ્લામી રૂઢીને શાથી ખાસ જોર મળે છે?

(લેખક:—ઇસ્લામી સેવક.)

(૧)

વહાબી સરદાર ઇબ્નેસઉદે હીંદુસ્તાનના વહાબી અકીદાવાલાઓએ તેની કરેલી તારીફ અને આપેલી મદદને લીધે જોર ઉપર આવી પોતાના અકીદા પ્રમાણે ઇબ્ને અબ્બાસ રદી૰ તથા હઝરત હમઝાં રદી૰ વગેરેની કબરો મકબરા સાથે ખોદી નાબુદ કરી નાખી તો પણ અહીંના મુસલમાનોને વહાબી અકીદાવાલાઓએ બોલવા દીધા નહી અને કાંઇ બન્યુજ નથી એમ ગણી ઇબ્નેસઉદને એક ફરેસ્તો હોવા જેવો બતાવી તેના ફોટાઓ પણ પેપરોમા આપી તેથી તારીફનાં કોઠલા બાંધ્યા. આનું પરીણામ એ આવ્યું કે તેણે પાછળથી મદીના શરીફનું "જન્નતુલબકીઆ" નામનું આખું કબ્રસ્તાન ખોદી નાખ્યું. આ કબ્રસ્તાનમાં મહાન પયગમ્બર સા૰ના કાકાની, તેમની

પવીત્ર બીબીઓની, તેમની પવીત્ર પુત્રીઓની, અને તેમના નવાસા હઝરત ઈમામ હસન રદી૦ની પાક કબરો હતી તે પણ ખોદી નાબુદ કરી દીધી. હઝરત ઇમામ હસન સાહેબને યઝીદીઓએ ઝેર દઇ શહીદ કર્યા હતા પણ આ વહાબી અકીદાવાલા અને ખાસ કરીને ઇબને સઉદે તો તેમની લાશ મુબારકના હાડકાંની પણ નીશાની રહેવા દીધી નથી ! બીબી ખદીજતુલ કુબરા, બીબી ફાતેમતુ ઝઝહરા, હઝરત ઈમામ હસન સાહેબ, હઝરત હમઝા રદી૦ (પયગમબર સાહેબના કાકા)જેવાઓના પાક મઝાર ખોદાઇ નાબુદ થઇ જાય અને મુસલમાનો ચુપ થઇને બેસી રહે તો તેનું પરીણામ કાલ ઉઠીને એજ આવશે કે જેમને મુસલમાનોના કબ્રસ્તાનો ઠીક નહી લાગતા હોય તેઓ અહીંના કબ્રસ્તાનો ખોદી નાબુદ કરી નાખશે અને એજ દલીલ આગળ લાવશે કે વહાબીઓએ હઝરત પયગમબર સા૦ ના મહાન કુટુંબીઓની પાક લાશો વાળું કબ્રસ્તાન મદીનામાં ખોદીને નાબુદ કરી નાખ્યું ત્યારે મુસલમાનો કાંઇ ન બોલ્યા તો તેથી સાફ જણાય છે કે કબ્રસ્તાન ખોદી નાખવામાં કાંઇ વાંધા જેવું નથી ! એજ દલીલ આગળ આવી ઉભી રહેશે માટે મુસલમાનોએ કાયદાની હદમાં રહી એને માટે અવાજ ઉઠાવી બતાવી આપવું જાઇએ કે આ વાત ઇસલામથી તદન વીરૂધ્ધ છે અને એવું કામ કરનારા પયગમબર સા૦ ના પાક કુટુંબ ઉપર જુલમ ગુજારનારા છે. અને અહીંના જે લોકોએ આવા જુલમ ગુજારનારાઓની તારીફ કરી હીમાયત કીધી છે અને તેમને ઉતેજન આપી ઉશ્કેરયા છે તેઓ આવા કામમાં મદદ કરનારા પુરવાર થયા છે. જો મુસલમાનો આ વખતે ચુપ

બેસશે તો તેમના મહાન બુઝુર્ગોની પાક કબરો અને તેમના બાપ દાદાઓના કબ્રસ્તાનોના પણ એજ હાલ થશે.

છાપાઓમાં જે ખબરો હાલ હજ વીશે બહાર પડી છે તેથી જણાય છે કે વહાબીઓ પોતાના અકીદાઓ જોર જુલમથી લોકો ઉપર ઠસાવવા માંગે છે અને તેથીજ હજ વખતે તેમણે અંધા ધુંધી અને આપ ખુદી ચલાવી છે. ઇબને સઉદ આમ કરવા માંગે છે, ઇબ્ને સઉદ તેમ કરવા માંગે છે, વગેરે લાંબી લાંબી વાતો કરી કેટલાક લોકોએ ઇસ્લામી આલમને અંધારામાં રાખી છે અને તેનોજ આ નતીજો આવવા પામ્યો છે.

અંહી કબ્રસ્તાનો અને જુદી કબરો જ્યાં જ્યાં છે તે તમામ નાહક જમીનો રોકે છે અને કબજે કુબ્બો નથી તેથી કબરો તરફ લોકોને તીરસકાર ઉપજે તેટલા માટે કબરોથી શીરક થાય છે અને ઇસ્લામી તવહીદમાં ખાસ ખલેલ આવે છે એવી વાતો બહાર પાડવામાં આવી, અને તેનેજ જોર દેવામાં આવ્યું. આવું કરવામાં મતલબ એજ હતી કે લોકો કબરોનો ખ્યાલ રાખતા મટી જાય એટલુંજ નહી, પણ તે શીરક વધારનારી ચીજ છે એમ ગણી તેનાથી નફરત રાખતા થઈ જાય, જેથી આવી કબરો નાબુદ કરી નાખવામાં આવે તો પણ તેઓ કંઇ બોલે નહિ. આવા હેતુથી કબરો વીરૂદ્ધ ચળવળ શરૂ કરવામાં આવી અને તેમને શીરકની વસ્તુંઓ બતાવી મુસલમાનોના મનમાં તે વીશે અણગમો પેદા કરવા પ્રોપેગેન્ડા ચલાવવો શરૂ થયો.

કબરો ઉપર જઇ ફાતીહા પઢવા દુરસ્ત નથી, આવા ફતવા એટલાજ માટે આપ્યા અને તેના ઉપર ખાસ જોર એટલાજ માટે

આપવામાં આવ્યું! ભાઇઓ એટલું ન સમજ્યાં કે કબરો એ જમીન કબજામાં રાખવાનું ખાસ સાધન છે, અને કબરોની સાચવણી હશે ત્યાં સુધી જમીન સ્વતંત્ર કબજામાં રહી શકશે, નહી તો તમામ તેવી જમીનો ચાલી જશે. ઇસ્લામી કોમ ગરીબીમાં આવી ગઇ છે અને હજુ વધુ આવતી જાય છે. તેની પાસે પૈસો નથી કે તેના જોરથી જમીન મેળવી શકે. હાલતો જમીન કબજામાં રાખવાનું મુખ્ય સાધન કબરોજ છે. પૈસાથી જમીન કબજામાં આવી શકે છે તેમ કબરોથી પણ જમીનનો કબજો હમેશાં હાથમાં રહે છે અને તેમાં દીવસે દીવસે વધારો થાય છે. આવી કીમતી સાધન રૂપ કબરો તરફ મુસલમાનોને તીરસ્કાર પેદા થાય એવા હેતુથી કામ લેવાઇ રહયું છે. કબરોથી શીરક થતુંજ નથી. લાએલાહા ઈલ્લલ્લાહ (એટલે અલ્લાહ સીવાય બીજો કોઇ ખુદા નથી.) એવો કલમો હમેશાં ઉઠતાં બેસતાં અને સુતાં પડનારા મુસલમાનો ઉપર કબરને નામે શીરક ઠોકી બેસાડવું એ તેમનું અપમાન કરવા બરાબર છે. દોલતથી જમીનનો કબજો મલે છે તેમ કબરોથી પણ જમીનનો કબજો મલે છે. દોલત સાચવી રાખવી, તેની હીફાજત કરવી, તેનો ખીયાલ રાખવો, એ શીરક નથી તો પછી કબરો સાચવી રાખવી, તેની હીફાજત કરવી, તેનો ખીયાલ રાખવો એ શીરક શી રીતે હોઇ શકે? દોલત તો જતી પણ રહે છે. પણ કબરો તો જતીજ નથી. એટલા માટે તે જલદી કેમ નાબુદ થઇ જાય તેની પેતરણ થાય છે, અને તેમાં આપણા કેટલાક મુસલમાન ભાઇઓ વગર સમજે મદદ આપે છે. કબરોનો ખીયાલ રાખવા માટે અને તેની સાવચણી કરવા ત્યાં ફાતીહા માટે જવું, ઉરસની ઉજવણી કરવી, તેના પાકા અહાતા

અને ગુમ્બદ બનાવવા, એ વાતો ખાસ સાધન રૂપ છે. જો આવી વાતો તરફ નફરત અને તીરસ્કાર બતાવવામાં આવશે તો કબરો અને કબ્રસ્તાન પોતાની મેળે મટી જશે, અથવા બીજા લોકો મટાડી દેશે. આ એક ઘણા અગત્યનો સવાલ છે. જો મુસલમાનો કબરોથી શીરક થાય છે એવી વાતોથી દોરવાઇ ગયા ન હોત તો આજે આ દશા થાત નહી! કોઇ ચીજની પુજા કરવી અને કોઇ ચીજનો ખીયાલ રાખવો એમાં ઘણો ફરક છે. ઇસ્લામમાં ખુદા સીવાય કોઇની પુજા કરવાનું છેજ નહી એ વાત તો કલમા ઉપરથીજ સાબીત છે. કોઇનો ખ્યાલ રાખવો એ પુજા નથી. માબાપનો ખ્યાલ, ઉસ્તાદનો ખ્યાલ, ગરીબોનો ખ્યાલ, યતીમોનો ખ્યાલ, બેવાઓનો ખ્યાલ, મસ્જીદોનો ખ્યાલ, મદરસાઓનો ખ્યાલ, એ શીરક નથી પણ સવાબ છે. તો પછી ઉપલી નેક વાતોનો ખ્યાલ રાખી તેનો અમલ કરી ગએલા મહાન બુજુર્ગો અને આપણા વડીલોનો તથા તેમની કબરોનો ખ્યાલ શીરક શી રીતે ગણાઇ શકે તેનો વીચાર કરવાનો છે. આતો મુસલમાનોને ધોકો ખવાડવાની વાતો છે. કબરો ઉપરના કુબ્બાઓ દુરસ્ત નથી તેથી તેમને તોડી નાખવામાં કાંઇ ગુન્હો નથી એવી વાતોને જોર દેનારા ભાઇઓ પણ કબરોનો ખ્યાલ લોકોના મનમાંથી નાબુદ કરાવવાના કારણ રૂપ બનતા જાય છે તેનો તેમણે વીચાર કરવો જોઇએ. જે ચીજથી ઇસ્લામ અને કોમને દેખીતું નુકશાન છે તે ચીજ ઉપર જીદ કરી અડી બેસવુ અને પોતાનીજ વાત લોકો ઉપર ઠસાવા હમેશાં મચ્યા રહેવું એ ભાગ્યેજ નેકદીલી કહેવાય. સમજણ પડી ગયા પછી જીદ છોડી દેવામાજ ઇસ્લામનું ભલું છે. અંહી સરકાર પણ આપણા ઇસ્લામી હક સાચવવામાં આડે

આવતી નથી તો પછી મુસલમાનોએ ગફ્લત કરી પોતાના હક નહી સાચવતાં પાછળથી સરકારને દોષ દેવો એમાં દેખીની નબળાઇ છે. વહાબી પ્રોપેગેન્ડાથી આપણુનેજ નુકશાન છે એવું હાલ સુધીની તેમની વાતોથી આપણે જોઇ લીધુ છે. માજી શરીફ્ના વખતમાં હાજીઓની તકલીફ માટે જબરો પોકાર વહાબી અકીદાવાલાઓએ ઉઠાવ્યો હતો હવે આ સાલ વહાબીઓએ તેથી પણ વધુ તકલીફ હાજીઓનો આપી છે, પાક ગેલાફ પણ તેમની હટધર્માને લીધે મીસર પાછો ચાલ્યો ગયો છે અને પયગમ્બર સાના બેગુન્હા કુટુંબી-ઓની પવીત્ર કબરો તોડી પાડી તેમની અરવાહોને તડપાવી આખી ઇસ્લામી આલમના દીલ ઉપર કારી ઘા કર્યો છે. શુ આથી મહાન પયગમ્બરની રૂહ મુબારક ખુશ થઈ હશે? પોતાના માસુમ નવાસા અને પોતાના જાનથી પણ વહાલી નેક દીકરીની હસરત ભરેલી કબરોને નાબુદ થતી જોઇને તેમના જીગરને શું આઘાત નહી થયો હોય?" આ બધું ઠંડે કલેજે સહન કરવા દબાણ કરવામાં આવે છે અને ઉપરથી વળી મુસલમાનોને "મુશરીક" "કબરપુજુ" અને "બીદઅતી" કહેવાની ઉદ્ધતાઇ અને શેખી આદરવામાં આવે છે! પણ યાદ રાખવું જોઇએ કે આ કબરોનો તીરસ્કાર કોઇ દીવસ એવું ભયંકર રૂપ ધારણ કરશે કે મહાન હઝરત પયગમ્બરની પવીત્ર કબરને પણ ખોદાવી નાખશે. આ કબર હરીફોને ઘણીજ ખુંચે છે. અને તેમની તાલીમ એટલે સુધી અસર કરી ગઇ છે કે વહાબીઓ જે મુસલમાન હોવાનો દાવો કરે તે તેને સનમે અકબર (મોટો બુત) બતાવે છે અને વળી તેજ હવાને લીધે તેમના અકીદાવાળા અંહી એટલે હદ સુધી જાય છે કે કબરોથી શીરકજ થાય છે ઉઘાડે છોગે બતાવી એવું

રહયા છે ! જયાં આવું વાતાવરણ બધે ફેલાએલું હોય ત્યાં પયગમ્બરની પાક કબરની લાગણી ઓછી થતી જાય એમાં નવાઇ જેવું શું છે ? પયગમ્બરના કુટુંબીઓની કબરો સુધી તો નોબત પુગી ગઇ છે, હવે બાકી શું રહયું છે ? એ તો વહાબીઓનું ચાલ્યું નહી નહી તો પયગમ્બર સ૦ના મઝારની પણ એજ હાલત થવાની હતી ! વળી કબર માટે આવી હવા ફેલાએલી હોય તો કાબેતુલ્લાહ માટે સહીસલામતી કયાં છે ! આને માટે તો હરીફ એટલીજ દલીલ કરીને તેને માટે બુરી હવા ફેલાવી શકે કે મહાન પુરૂષોની લાસોવાળી કબરોમાં કાંઇ નથી, તો પછી કાબેતુલ્લાહ જે ફકત એક પત્થરનો ચોતરો છે તેના તરફ મુસલમાનો કેમ ફેરા મારી રહયા છે! આને માટે એમ કહેવામાં આવે કે એ વીશે કુરાને પાકમાં હુકમ છે પણ જે લોકો કુરઆનનેજ માનતા નથી તેમની આગળ તેના હુકમની શું ગણતરી ! કાબેતુલ્લાહ એ ઇસ્લામનું ખાસ મથક છે જયાં દર વરસે લાખો મુસલમાનો એકજ દીવસે વગર બોલાવવે પોતાની મેળે ભેગા થાય છે. જે જગાએ દર વરસે લાખો મુસલમાનો પોતના ઇસ્લામી જોશથી ભેગા થતા હોય તે જગા કેટલી મહત્વની છે અને ઇસ્લામ માટે તે કેવો ફાયદા રૂપ છે તેનો વીચાર આવા જમાવની અગત્યજ જાણનારાજ કરી શકે છે. આ મથકના જમાવ ઉપરજ ઇસ્લામની સલામતી અને જાહોજલાલીનો આધાર છે. આ મથકના બીજા નંબરે મહાન હઝરત સ૦નો રોજો મુબારક આવે છે, અને ત્રીજા નંબરે બુઝુરગાને દીનની કબરો છે જે દુરદરાજ મુલકોમાં ઇસ્લામી મથક તરીકે મુસલમાનોને ભેગા કરી જોડેલા રાખે છે, અને ત્યાં તેમને ઇસ્લામી સંગઠન-જમાવના ફાયદાનો અનુંભવ દેવડાવી

અરબસ્તાનમાં આવેલા ઇસ્લામના મોટા મથકે જવાની ખાએશ દેવડાવે છે, જેથી હજની ઇસ્લામી રૂઢીને ખાસ જોર મળે છે. ઉરસો એ આવા ઇસ્લામી સંગઠન-જમાતના પ્રથમ પગથીયાં છે. આવા પગથીયાં કબરોના નામે પહેલાં તુટે તો પછી મુળ વાત તોડવાને ઠીક પડે એવી ધારણા રખાતી હોય તો એમાં તાજુબી જેવું શું છે! ઉરસો વીરૂદ્ધ પણ ચળવળ આટલાજ માટે ચાલે છે.

ઉરસ એટલે ઉજવણી અથવા જયંતી. આવી ઉજવણીઓ અને જયંતીઓમાં કેટલા ફાયદા છે તે હવે લોકોથી અંજાણું રહ્યું નથી. આ ફાયદા જોઇને તો સીંધની ખીલાફત કમીટીએ બાદશાહ અઉરંગઝેબ અને મોહમદ કાસમ જેવા મહાન હાકેમોની ફતેહની ઉજવણીઓ કરવાની ભલામણ કરી છે. આ ભલામણ સારા હેતું-થીજ થઇ છે અને આખા હીંદની મોટી ખીલાફત કમીટીએ તેનો વીચાર કરવાનો છે. આપણે કબુલ કરીશું કે ઉરસો અને ઉજવણીઓમાં મુસલમાનો પોતાના જોશમાં વધારે પડતી બાબતો કરતા હશે, પણ આવી બાબતો તો મસ્જીદો, મદરેસાઓ, કલબો, મેહફીલો, અંજુમનો, લાયબ્રેરીઓ, કુતુબખાનાઓ, ખીલાફત કમીટીઓ, જમીઅતો, તનઝીમો, તેમજ વેપાર તથા ધંધા રોજગારના ખાતાઓમાં પણ થતી હશે, જે પ્રથમ દ્રષ્ટીએ જોતાં શરીએતને અનુંસરતી નહી હોય. પણ આવી વાતો દરેક સંસ્થામાં થોડી ઘણી તો હોય છેજ. તો આ બધી સંસ્થાઓને મુકી દઇ ફકત ઉરસોનેજ પકડવામાં આવે છે અને તેને માટે કબરોને બદનામ કરવામાં આવે છે તેમાં શું હેતું રહેલો છે તેનો વીચાર કરવાનો છે. બુરાઇઓ બેશક દુર કરવી જોઇએ પણ તેમ કરવામાં મુળ બાબત તોડી નાખવા તૈયાર

થવું એ તો હરીફોના હેતુઓનેજ ટેકો આપવા બરાબર છે. બુરા ઓ દુર કરવાના આ રસ્તા નથી. આ રસ્તા તો ઈસ્લામને નુક સાનમાં નાખનારા છે. પહેલાં તો માણુસોએ પોતાની બુરાઇઓ દુર કરવી જોઇએ. જ્યા સુધી તે પોતે બુરાઇમાં ફસેલો છે ત્યાં સુધી તે બીજાઓની બુરાઇ કરવા બેસે એને લોકો ભાગ્યેજ પસંદ કરી શકે. તેણે પ્રથમ પોતાનું જીવન નમુના રૂપ બનાવવું જોઇએ. દહાડી મુંડા વવી, અંગ્રેજી વાળ રાખવ, કોલર નેકટાઈ બાંધી તંગ કોટ પાટલુન પહેરી ગેર ઇસ્લામીઓની મુશાબેહત—નકલ કરવી, તસવીરો પડાવવી. અને તેમને જાહેરમાં મુકવી, રોઝા ચટ કરી જવા, ઝકાત પુરી અદા ન કરવી, બ્યાજ ખાવું, ખુદાને ભુલીને વીમા ઉતારવા, સટ્ટા કરવા, સરતોમાં તથા બીલ્યરડ રૂમમાં જઇ હારજીતની બાજીઓ લગાવવી, બુરા લત્તાઓમાં ફરવું, શાદીઓમાં ભારે લુગડાં તથા જાતજાતની ખાણી પીણીમાં મોટી રકમનો ઇસરાફ ખરચ કરવો, કોઇના લહેણા પૈસા પુરા ન પતાવવા, જુઠું બોલવું, હસદ કરવો, કીનો રાખવો, ગબત કરવી, ગરીબો યતીમો અને બેવાઓથી બે પરવા રહેવું, લોકોને દેખાડવા ખેરાત કરવી, ગરૂરી કરવી વીગેરે એબોમાં આપણે ફસેલા હોઇએ અને બુઝુર્ગોના ઉરસો કરનારા અને મહાન પુરૂષોની કબરોનો ખ્યાલ લોકોમાં તાજો રખાવનારા ભાઇઓ ને બુરા ગણવા તૈયાર થઈએ એ ભાગ્યેજ વાજબી ગણાય. આમાં કાંઈ આપણે કોઈ ભાઇની બુરાઇ કરવા માંગતા નથી, પણ તેમને કબરોની ખરી હકીકતથી દાખલા દલીલોથી વાકેફ કરવા માંગીએ છીએ.

ઉરસો એ જે લોકોએ તબલીગની પાછળ પોતાની જાત ખપાવી દીધી છે તેમની યાદગીરી છે, અને તેમની કબરો એ તેમની

જાતની નીશાનીઓ છે જે જોવાથી માણસને ઇબ્રત થાય છે, અને ધડો મળે છે. કબરો જોવાથી માણસના મનમાં મોતનો ખ્યાલ હમેશાં તાજો રહે છે, અને તેથી તે વધારે ગુન્હા કરવાથી બીકને મારે બચતો રહે છે. જયારથી કબરોને શીરકના સાધન બતાવી તેનાથી લોકોને દુર રાખવા માંડયા છે ત્યારથી ગુન્હાનો પણ અતી શય વધારો થઇ ગયો છે. વળી પહેલાં જયારે બુઝુર્ગોને દીનને નેક દીલથી સારી રીતે માનમાં આવતા હતા ત્યારે ભાઇઓ ઘણી સારી હાલતમાં હતા અને સુખ સંતોષથી રહેતા હતા, પણ જયારથી અઉલીઆઓ તરફ બેદરકારી બતાવવામાં આવી છે ત્યારથી તકલીફો આવી છે અને વેપાર ધંધામાંથી પણ બરકત ઉઠી ગઇ છે. કારણ કે તે વખતે સારા અકીદાને લીધે અઉલીયાઓની નેક દુવાઓનો ઝરો ચાલુ હતો. હવે તે કોઇને લેવાની કાળજી નથી તો એ ઝરો શાનો ચાલુ રહે? બુઝુર્ગોને ફાતીહા દેવાડવાને પણ આનાકાની કર વામાં આવે તો સવાબના રસ્તા સાંકડા થાય એ ઉઘાડું છે.

માણસનો નફસ એવો તો સરકશ–ઉદ્ધત છે કે તેને ખુદાની ઝુંસરી પણ પસંદ પડતી નથી, તો પછી અઉલીયાઓને તો તે ગણેજ શાનો? એક તો તેનો નફસજ એવો બદીએલ છે, અને વળી ઉપરથી એવી તાલીમ આપવામાં આવે છે કે, અઉલીયાઓને માનવાની કાંઇ જરૂર નથી! જ્યાં આવી તાલીમ અપાતી હોય ત્યાં સરકશી અને ઉદ્ધતાઇ હોય એમાં નવાઇ જેવું શું? શેતાનમાં સર કશી હતી તેથીજ તેણે ખુદાના હુકમ પ્રમાણે હઝરત આદમ અ ને સીજદો ન કરયો, નહી તો તેનામાં ઇલ્મ ન હતો કે તેનામાં ઇબા દતની ખામી હતી, એવું કાંઈ નથી. જો તેનામાં સરકશી નહોત

અને ખુલ્કે મોહમદી-નરમાશ હોત તો તેના ઉપર ખુદાનો કોપ ઉતરત નહીં. પણ તેનામાં આજીજી અને નરમીનું નામ નહોતું. આને લીધેજ તેને ખમવું પડયું. તે કહેતો હતો કે હું ખુદા સીવાય કોઇને માનતો નથી એટલે ખાસ તવહીદ ઉપર હુંજ છું. પણ ખુદાએ જેને માનવાનું અને જેને ઝુકવાનું ફરમાવ્યું છે તેને માન્યા નહી અને તેને તે ઝુકયો નહી તેનુ ફળ તેને બુરૂં મલ્યું. તેણે ખુદાની એક નાફરમાની કીધી તો તેના બુરા હાલ થયા તો હજારો નાફરમાનીઓ જ્યાં થતી હોય તો પછી પરીણામ કેવું આવે તેનો શોચ કરવાનો છે.

ઇસ્લામ બુઝુર્ગોને દીનને માનવાની, તેમની કબરોનો ખ્યાલ રાખવાની તથા તેમના ઉરસ કરી તેમના ફાતેહા દેવાડવાની કાંઇ મનાઇ કરતો નથી, પણ આપણે આગળ બતાવી ગયા તે કારણથી ભાઇઓના મનમાંથી તે વાતો કાઢી નાખવાની તજવીજો થાય છે. માટે ભાઇઓએ સમજી લેવું જોઇએ કે કબરોની હમેશાં સાચવણી કરવી જોઇએ. જો કબરોનો ખ્યાલ મટી જશે તો બાપ દાદાના હાડકાં પણ સાબીત રહેવાનાં નથી!

(**મુંબઇ સમાચાર.** તા. ૨૪ જુલાઇ ૧૯૨૮)



# હજારો ફકીરો ભીખ માંગતા કેમ થયા ?



## ખ્વાજા સાહેબની જગા વીરૂદ્ધ લખાણો કેમ શરૂ થયાં !

( ૨ )

કબરોથી જમીનો ઘેરાએલી રહે છે, તેથી જમીનનો કબજો છુટતો નથી, અને જમીનો તેમના કાબુમાં હમેશાં રોકાએલી રહે છે અને દિવસે દીવસે નવી કબરો થાય છે એટલે એ જમીનો પણ ઇસ્લામના કબજામાં આવતી જાય છે. આ હીસાબે ઘણી જમીનો ઇસ્લામના કબજા હેઠે દબાએલી રહે છે. વળી આવી કબરો ઉપર હમેશાં લોકો ફાતેહા માટે દર જુમેરાતે ફુલ ચડાવવા માટે આવે છે જેથી તે વારીશો ઇસ્લામી વહીવટ તાબે રહે છે. તે ઉપરાંત જે ઠેકાણે બુજુંરગોની અને પીરોની કબરો હોય છે ત્યાં હમેશના ફાતેહા ઉપરાંત બાર મહીને ઉરસો પણ થાય છે જેથી કબરોની સારી રીતે હીફાઝત થાય છે એટલુંજ નહી, પણ તેથી કરીને ઇસ્લામી સંગઠન મજબુત થાય છે, અને દાવતના કામમાં પણ ઘણી સહેલાઈ થાય છે. આવી બુજુરગોની કબરો ઉપર મુજાવર-ફકીરો રહે છે તેથી તેઓ કબરોની દેખરેખ રાખે છે તથા તેને લગતી તમામ જમીનોનો વહીવટ કરે જાય છે. કબરોથી જમીનનો કબજો કદી છુટતો નથી, વળી તે મુસલમાનોના હાથમાં હમેશાં રહે છે, તેની સાચવણી થવાથી તેનો

કબજો કદી છુંડતો નથી. વળી બુઝુરગોની કબરો ઉપર તો ઉરસો પણ થાય છે અને તેથી ઇસ્લામી સંગઠન કાયમ રહે છે અને દાવતનું કામ પણ ચાલતું રહે છે. કબરોમાં ઇસ્લામને માટે આવા ફાયદા રહેલા હોવાથી તે ઇસ્લામના હરીફોને ખટકે એમાં નવાઇ જેવું નથી. એકદમ કબરો તોડી જમીનનો કબજો છોડાવવા જાય તો લોકો ઉશકેરાય અને જબરો ફીસાદ ઉભો થાય તેથી એવી હીકમતો ચાલુ થઇ કે મુસલમાનોમાં એવા અકીદાની ચળવળ શરૂ કરવી કે જેથી મુસલમાનોના મનમાં ખુદબખુદ કબરો વીશે નફરત (અણગમો) પેદા થાય અને તેઓ એક વખત ત્યાં જતા અટકે તો ધીરે ધીરે પોતાની મેળે કબરો નાબુદ થઇ જાય, અને જમીનોનો કબજો આપો આપ વગર તકલીફે છુટી જાય. અને ઉરસોથી ઇસ્લામી સંગઠન તથા દાવતના જે ફાયદા હમેશાં મળે જાય તે પણ મળતા અટકે. આવા ખ્યાલથી એમ પ્રોપેગેન્ડા-વાતો ફેલાવવા તજવીજ થઇ કે કબરો ઉપર ફુલ ચહડાવવા, ફાતેહા પઢવા, તેના પાકા અહાતા કરવા, ગુંબજ બાંધવા, ઉરસ કરવા એ સઉ બાબતો બીદઅત છે અને તેનાથી શીરક થાય છે! આવી વાતો જોરથી ઉપાડવામાં આવી અને તેને માટે ખાસ એવી કોશીશો જારી કરવામાં આવી કે જેથી કેટલક લોકો એમ સમજવા લાગ્યા કે કબરો તૌહીદના કામમાં ખલલ નાખે છે તેથી લોકોને ત્યાં જતા રોકવા. બુઝુરગોનો વસીલો પકડી ખુદા આગળ દુઆ માંગવા ઇસ્લામમાં કોઇ જાતની મનાઇ નથી. તો આવા કેટલાક ભાઇઓએ વગર સમજે શીરકના નામે લોકોને ત્યાં જતા અટકાવવા માંડ્યા અને કેટલાક લોકો જતા અટકી પણ ગયા. જે મુજાવર-ફકીરો કબરસ્તાનોની તથા

વળી લોકોની કબરોની દેખરેખ રાખતા હતા તેમને પણ ત્યાંથી ઉઠાડી દીધા. આથી પરીણામ એ આવ્યું કે કબરો દેખરેખથી ખાલી પડી ગઇ અને દીવસે દીવસે તુટવા લાગી અને જમીનોના કબજા ઇસ્લામના હાથમાંથી છુટતા ગયા.

બુજુરગોની હજારો કબરો ઉપર હજારે ફકીરો દેખરેખ રાખતા હતા તેમને ત્યાં બેઠાં નઝર નીયાઝ તથા ફાતીહાની ચીજોથી ગુજ રાનનાં સાધનો મળતાં હતાં, તથા લોકો તરફથી પણ કાંઇને કાંઇ બક્ષીસો મળતી હતી. આવી ગુજરાનની ચીજો તેમને ઘેર બેઠાં મળતી હોવાથી તેમને ઘેર ઘેર ભટકી ભીખ માંગવી પડતી ન હોતી. તેઓ કબરોની દેખરેખ રાખતા હતા અને ત્યાં રહેવાથી તેમને સારી રીતે ગુજરાનનાં સાધનો પણ મળતા હતાં પણ જ્યારથી તેમને શીરક અને બીદઅતના નામે ત્યાંથી ઉડાડી દીધા ત્યારથી તેઓ સાધન વગરના થયા. જ્યારે ગુજરાનનાં સાધનો જતાં રહયાં ત્યારે પોતે ફકીર હોવાથી તેમણે લાચારીથી ભીખ માંગવાનું કામ શરૂ કર્યું! હાલ જે હજારો ફકીરો ભીખ માંગતા જોવામાં આવે છે તે સઉ આ કબરો તરફ બેદરકારી ફેલાવવાનુંજ પરીણામ છે. અને તેમને આ ભીખને રસ્તે ચડાવનાર શીરક અને બીદઅતની વાતો કરનાર આ આપણા ભાઇઓજ છે. જો તેમણે એવી બાતો નહીં કરતાં કબરો તરફ એ ફકીરોને જોડેલા રાખ્યા હોત તો આજે કોમ ઉપર ભીખનો જે બેહદ બોજો જોવામાં આવે છે તે થાત નહીં. તેમની ચળવળથી કબરોથી લોકો બેદરકાર થતા ગયા, જેથી કબરો મટી જવાથી સેંકડો જમીનોનો કબજો ઇસ્લામના હાથથી છુટી ગયો અને મુજા- વરોની એક જબરી સંખ્યા ભીખ માંગતી થઇ ગઇ. વળી ઉરસો

બંધ પાડવાની કોશીશો થવાથી ઈસ્લામી સંગઠન—જમાવમાં પણ જબરો વાંધો આવ્યો અને દાવતના કામને સખત ફટકો લાગ્યો.

કબરોના ખ્યાલનો એક ફાયદો એ પણ હતો કે જે બુઝુર્ગોની કબરો ઉપર ઉરસો થતા હતા તે બુઝુરગોની હકીકત લોકો જાણવા કોશીશ કરતા અને તેમના તબલીગી કામોથી વાકેફ થઇ લોકો પણ તે તરફ દોરવાતા. વળી તેમની બનાવેલી કીતાબો ખોળી કહાડી વાંચતા અને તેનાથી પણ ઘણો ફાયદો મેળવતા. બુઝુરગોની તાલીમ તસવ્વુફ—આત્મ—જ્ઞાનવાળી હોવાથી તેઓ તે ગ્રહણ કરતા અને તે રસ્તે ચડી પોતાનું તથા પોતાના ભાઇઓનું બનતી કોશીશથી કલ્યાણ કરતા. આ રસ્તો તે વખતે જારી હોવાથી લોકોને દીન અને દુનીયા બનેનો ફાયદો થતો. જયારથી બુઝુરગોની કબરો તરફ શીરક અને બીદઅતના નામે બેદરકારી શરૂ થઇ ત્યારથી આવા ઉમદા ફાયદા પણ મળતા બંધ થઈ ગયા. આથી સાફ જોઇ શકાય છે કે જે ભાઇઓએ લોકોને કબરોથી જુદા પાડવાની કોશીશો કીધી તેમાં તેમણે ઇસ્લામના કેટલા બધા ફાયદા હાથથી ખોઇ નાંખ્યા છે.

કબરોમાં જયાં આટલા બધા ફાયદા ઇસ્લામને હોય તો તે ઇસ્લામના દુશ્મનોને પસંદ ન પડે એ ઉઘાડુંજ છે. આને માટેજ તેની વીરૂધ્ધ ચળવળો શરૂ થઈ, અને તે ઉપર ખાસ જોર ચાલી રહ્યું છે. આપણા કેટલાક ભાઇઓ પણ તેમાં ખંતથી રોકાએલા છે અને જાણે તેથી ઇસ્લામને પાક સાફ કરતા હોય એમ બતાવવા કોશીશ કરી રહ્યા છે! પણ જો તેઓ ઉંડા ઉતરીને જુએ તો તેમને જણાય કે તેમણે ઇસ્લામને ફાયદો પહોંચાડવાને બદલે તેને નુકસાનજ પહોંચાડવાનું કામ કર્યું છે. જે વાતેથી સેંકડો જમીનો

ઇસ્લામી કબજામાંથી ચાલી જાય, કોમ ઉપર બીજાનો જબરો બોજ વધે, ઇસ્લામી સંગઠન નબળું થાય, અને દાવતના કામને ધોકો પહોંચે એ ઇસ્લામનું દેખીતુંજ નુકસાન છે. આટલું છતાં પણ હજુ ભાઇઓ સમજતા નથી અને એજ કામ કરે જાય છે. અને ઉપરથી એમ કહેતા જાય છે કે ઇસ્લામની અમે સેવા બજાવીએ છીએ ! જો આવીજ સેવા ચાલુ રહેશે તો આગળ જતાં કેવી હાલત થશે તેનો તેમણે વીચાર કરવો જોઇએ. સમજુ, ડાહયા, અને ઇમાનદાર માણસનું તો એજ કામ છે કે કોઇ ઈસ્લામના ફાયદાની વાત બતાવે તો તે ઉપર જલ્દી ખીયાલ પહોંચાડવો અને જે દાશામાં વધારે ફાયદો દેખાતો હોય તે તરફ એક દમ વળી જવું. કબરોમાં આવા ફાયદા હતા ત્યારેજ આપણા વડીલોએ તેમને સાચવવાની ખાસ કાળજી રાખી હતી. મોટા મોટા મકબરા અને તેના અંગની જે જમીનો ઇસ્લામી કબજામાં છે તે સઉ આ કબરોને લીધેજ છે. જો કબરો મટી જશે તો એક તસુ ભોંય પણ હાથમાં રહેવાની નથી. મુંબઇમાં પેદરૂ સાહેબની જગા, માહીમમાં મખદુમ સાહેબની જગા, વાંદરામાં મઉલાના સાહેબની જગા, એ ઘણી કીમતી જગાઓ છે અને તે કબરોના લીધેજ હાથ આવેલી છે. વળી અજમેર શરીફવાળા મહાન ખ્વાજા સાહેબની જગા જે હીંદુસ્તાનમાં ઇસ્લામનું ખાસ મથક કહેવાય છે તે પણ તેમની કબરના લીધેજ આજ સાતસો વરસથી ઇસ્લામીઓના કબજામાં છે. લોર્ડ કરઝન જેવો હીંદુસ્તાનનો એક બાહોશ વાઇસરોય આ કબર શરીફ માટે તો એટલે સુધી પોતાના પુસ્તકમાં લખી ગયો છે કે "હીંદુસ્તાનમાં આ કબરની અંદર સુતેલા શખસ લોકો ઉપર સલતનત ચલાવી રહયા છે." જો

એ કબર હયાત નહોત અને તેને માટે લોકો આટલી બધી કાળજી રાખતા ન હોત તો તે કદી એવું લખતજ નહીં. પણ તેણે જે કાંઈ લખ્યું છે તે પોતાની નજરે જોઇને લખ્યું છે, અને તે ખરૂંજ છે.

કબરો અને તેની ઉપરના મકબરા એ તબલીગના ખાસ મથકો છે, અને જ્યાં સુધી તે ઇસ્લામી કબજામાં છે ત્યાં સુધી ઇસ્લામી તબલીગનું કામ સારી રીતે આગળ વધી શકે છે એમ ઇસાઇ પાદરીઓ ખાસ માને છે. આવું હોવાથી તેમણે એ મકબરાઓ તરફ નજર દોડાવી અને મુસલમાનોને સમજાવી તેમાંના કેટલાક તો સરકારના હસ્તક લોર્ડ કરઝનના વખતમાં સોંપાવી દીધા. સરકાર બેશક તેમની દેખરેખ રાખે છે પણ એટલું તો કહેવું પડશે કે તેની ઉપર હવે ઇસ્લામી કબજો તો રહયોજ નથી. આ મકબરાઓ પાછળ લાખો રૂપીઆ ઇસ્લામના ખરચાયા છે, અને તે મોટી મોટી બાદશાહી ઇમારતો છે. વળી તે ઇસ્લામી મહાન પુરૂષોની યાદગાર છે છતાં ઇસ્લામનો તેમની ઉપર હાલ કાંઇ પણ અખત્યાર નથી. પાદરીઓ પોતાના કબ્રસ્તાનો બંધબંધ બનાવતા જાય છે અને તેને માટે વીશાળ જગા રોકી તેમાં પાકી કબરો મોટા વીસ્તારથી બનાવતા જાય છે કે તે જલ્દી નાબુદ થાય નહી, કારણ કે તેના ટકાવ ઉપરજ જમીનના કબજાનો આધાર છે. ઇસ્લામી કબ્રસ્તાનોની હાલત ઘણી કંગાળ છે અને તે સઉ ઇસ્લામીઓની બેદરકારીનું પરીણામ છે. વળી જે કબ્રસ્તાન ભરાઇ જાય છે તે બંધ કરવામાં આવે છે અને બીજે દુરદરાજ એટલે શહેરથી ઘણે લાંબે જગા આપવામાં આવે છે. જે કબ્રસ્તાન બંધ કરવામાં આવે છે તે પાછળથી ખાલસા

થઇ જાય છે અને મુસલમાનોના કબજામાંથી નીકળી જાય છે. આ બધું જે થાય છે તે કબરો તરફની બેદરકારીનેજ લીધેજ થાય છે. જ્યારે મુસલમાનોનેજ પોતાના બાપ દાદાઓની કબરોનો ખીયાલ નથી તો પછી બીજાઓને શું પડી છે! મુસલમાનો શીરક અને બીદઅતના નામે કબરોથી આઘા નાસતા જાય તો પછી તેમના કબ્રસ્તાનો પણ આઘાં જાય એમાં નવાઇ શું? રંગુનમાં જુનું કબ્ર-સ્તાન ભરાઇ જવાથી નવા કબ્રસ્તાન માટે શહેરથી લગભગ આઠ નવ માઇલ જેટલે છેટે જગા મળી છે! અને ત્યાં લાશ દફન કરવા લઇ જવા માટે ગાડી કે મોટરનો ઉપયોગ કરવો પડે છે એટલુંજ નહીં, પણ મઇયતમાં જનારાઓ પણ ગાડીઓ કે મોટરોમાંજ જાય છે! આવું થવાથી જનાઝો હાથોહાથ ઉપાડી ખાંધા દેતા લઇ જવામાં બેહદ સવાબ છે તે સવાબથી તો લોકો મેહરૂમ-બેનસીબ થઇ ગયા છે! હાલ તો પઇસાના સાધનો છે એટલે મોટરમાં લઇ જવાનું ફાવતું છે, પણ ખુદા ન કરે ને સાધનોમાં કમી થાય તો જનાઝો આઠ માઇલ ખભે ઉપાડીને લઇ જવો પડે! અને કદાચ કોઇની લાશ ભારે હોય તો એટલા લાંબે લઇ જતાં કેટલી મુશ્કેલીઓ પડે તેનો વીચાર કરવાનો છે. આટલે છેટે જે જગા અપાઇ છે તે કબ-રોની લાગણીના અભાવેજ અપાઇ હોય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. જો જુના કબ્રસ્તાનમાની કબરો માટે ફાતીહા-ફુલ વીગેરેથી ઘણી કાળજી ચાલુ રાખી હોત અને સરકાર ઉપર તેવી કાળજીની છાપ પડી હોત તો આટલે બધે દુર કહાડત નહી. પણ તેણે જોયું હશે કે મુસલમાનો કબરોની લાગણીમાં મોળા છે એટલે તેણે એવું પગલું કદાચ ભર્યું હશે, અને નજીક જગા નહીં આપતાં આઘા કહાડયા હશે!

ગમે તે હોય—કદાચ બીજું પણ કાંઇ કારણ હોય—તો પણ એટલું તો દેખાઇ આવે છે કે મુસલમાનોને છેટે કહાડયા છે અને તેમનું કાંઇ ચાલી શકયું નથી !

જે કબરોની આસપાસ ઘેરાવો પાકો હોય છે તે ઘણી લાંબી મુંદત સુધી કાયમ રહી શકે છે. આવા ઠેકાણે મુસલમાનોની વસ્તી ભાગી જાય અથવા તેની આસપાસની જગા મુસલમાનોના કબજામાંથી નીકળી જાય તોપણ શહેરમાં જ્યાં જ્યાં આવી કબરો હોય ત્યાં ઇસ્લામનોજ કબજો ગણાઈ શકે છે. વળી જો 'જમીન ચડી જવાથી કબરો દબાઇ જાય તો પણ જયારે કબરો કોઈ પણ વખત જમીન ધોવાઇ જવાથી કે કોઈ ખોદકામ કરવાથી બહાર નીકળી આવે તો તે ઉપર તરતજ મુસલમાનોનો કબજો કાયમ થઇ જાય છે, પછી ભલે તે કબરો રેલ્વે લાઇન આગળ, બગીચા આગળ, કચેરી આગળ, કે ભરબજારમાં હોય. ગએલો કબજો પણ અપાવવાની કબરમાં તાકત છે તો પછી ચાલુ કબજાની શી વાત ? પણ જયાં કાળજીજ ન હોય અને કબરથી શીરક થાય છે તેમ કહી લોકોને તેનાથી આઘા રાખવામાં આવતા હોય તો પછી કબરો નાબુદ થઇ જાય અને તેનો કબજો પણ જતો રહે એમાં નવાઇ શી ? આવી સેંકડો જમીનો ચાલી ગઇ છે અને ચાલી જાય છે. પઇસાદાર લોકોના ખીયાલ ઘણે ભાગે કબરોને શીરક બીદઅતના સાધન તરીકે ગણવા તરફના હોય છે. અને ગરીબો જે કબરોનો ખીયાલ રાખનારા હોય છે તેમની પાસે પઇસો હોતો નથી, એટલે જુની કબરો દહાડે દહાડે મટતી જાય છે અને જમીનોના કબજા છુટતા જાય છે. શહેરોમાં કબરો મટી જઇ જેમ આવી જમીનો વધારે ખુલ્લી થાય તેમ કેટલાક

લોકો તો ચાહે છે, અને મુસલમાન ભાઇઓની ચાલુ સુસ્તી અને બેદરકારી તેમને તેમાં મદદરૂપ થઇ પડે છે. એક તો શહેરમાં કબરો જગા દબાવે છે એવો ખીયાલ બીજાઓમાં ચાલુ છે તે ઉપરાંત મુસલમાન ભાઇઓ પણ કબરને વધારે અગત્ય નહીં આપતાં બેદરકાર થતા જાય છે, તો તેવા સંજોગોમાં જુના કબ્રસ્તાનો બંધ થઇ ખાલસા થઇ જાય અને નવા કબ્રસ્તાનો માટે વસ્તીથી ઘણે છેટે જગા આપવામાં આવે એમાં બીજાઓને શું કહી શકાય !

આ બધા સંજોગોનો ઉંડો વિચાર કરવાનો છે. એમાં સરકારનો કે બીજા કોઇનો દોષ નથી. જો દોષ હોય તો તે મુસલમાન ભાઇઓનોજ છે જે શીરક બીદઅતના નામે કબરોથી આઘા નાસ્તા જાય છે ! ફાતેહા પઢવા જવું, ઉરસ કરવો, વગેરે કામો એવા છે કે જેથી કબર તરફની તેમની લાગણી જાહેર દેખાઇ આવે છે અને બીજા તે લાગણી તરત સમજી જાય છે. જ્યાં આવા કામો નહીં થતાં બંધ થઇ ગયાં હોય ત્યાં આવી લાગણી જોવાનું કોઇ પણ સાધન હોતુ નથી. ધારમીક બાબતોમાં હમેશાં લાગણી જોવામાં આવે છે. જ્યાં લાગણી ખુલ્લી રીતે ન દેખાતી હોય, બલ્કે જાણે લાગણી છેજ નહીં એવું દેખાતું હોય ત્યાં પાછળથી લાગણીનો સવાલ ઉભો કરી શકાતો નથી. પહેલાંથી બેદરકાર રહેવું અને વખત આવે ત્યારે લાગણીનો સવાલ પેદા કરવો એને બીજા ભાગ્યેજ કબુલ કરી શકે. બનાવટી સ્વાર્થી લાગણી અને કુદરતી ખરી લાગણીમાં તફાવત તરતજ માલમ પડી આવે છે. જ્યાં લાગણી પોચી હોય છે ત્યાં પાછા પડવાનુંજ થાય છે ! માટે ખરી લાગણીથીજ ફાયદો છે. કબરોને શીરક અને બીદઅતના સાધન જણાવી તેની તરફની લાગણી

ઓછી કરી નાખવાથી કેટલું બધું નુકસાન થાય છે તે વીચાર કરનારને જણાયા વીના રહે એમ નથી .

(મુંબઇ સમાચાર. તા૦ ૨૧-૬-૨૬)

---

## કબરો વીરૂદ્ધ જોરથી ચાલતી ચળવળ.

## તે વીષેના બાસઠ વરસના જુના પુરાવા.

---

### વહાબી મોલવીઓએજ સત્યાનાશ વાળ્યું.

---

( ૩ )

ઇસ્લામના હરીફો એવું ચોકકસપણે માને છે કે, કબરોથી કબજો છુટતો નથી એટલુંજ નહીં, પણ જે જગાએ બુઝુરગોની-વલી લોકોની કબરો હોય છે ત્યાં તો ગુંબજો બંધાય છે, ઉરસો થાય છે, નઝર ન્યાઝો થાય છે, અને લોકો ફાતીહા માટે આવે છે: એટલે તે જગાઓ મોટી ખાનકાઓ રૂપે થઇ જાય છે જેથી લોકોનો જમાવ ત્યાં હમેશાં કાયમ રહે છે, અને દીવસે દીવસે તેમનું સંગઠન મજબુત છે. આ જગાઓ વખત જતાં મોટા પાયા ઉપર આવવાથી તે મીશન હાઉસ-તબલીગના મથકો થઇને ઉભી રહે છે. એટલે પોતાનું કામ સારી રીતે ભાવે છે અને બીજાઓનું કામ થવા દેતી

નથી. વળી ત્યાં મસ્જીદો બંધાય છે અને મદરસા પણ કાયમ થાય છે. એટલે દીનની ખરી વાતો જે ઇસ્લામને વધારે મજબુત કરનારી છે તેની તાલીમ અપાય છે. આ જગાઓ લોકોને હમેશાં પોતાની સાથે જોડેલા રાખે છે જેથી ઇસ્લામી બંધારણ–સંગઠન જરાપણ તુટવા પામતું નથી. આ ઉસ્લામી મજબુતી એવી તો મકકમ હોય છે કે, બીજાઓનું કાંઇ ચાલતું નથી. તેને તોડવા માટે ઘણી ઘણી કોશીશો થઇ પણ કોઇનું ફાવ્યું નહીં. એટલે તેમણે છેવટે કોટલાક ઇસ્લામીઓને શોધી કહાડયા અને તેમની મારફત તે ઇસ્લામી મજબુતીવાળું ધોરણ તોડવાની પેરવી કરવા માંડી. આને માટે કેટલાક ઇસ્લામીઓને પગાર આપી એ કામ માટે તૈયાર કર્યા અને વહાબી અકીદાવાળી ચળવળ શરૂ કરી. આ વાતની સાબીતી માટે ઘણા ખાત્રી લાયક પુરાવા મોજુદ છે. જેમાંનો આ એક નીચે ટાંકવામાં આવે છે કે ભાઇઓ જોઇ શકે કે આ કબરો અને વલી લોકોની જગાઓ વીરૂદ્ધ કેવી કાળજીપુર્વકની કોશીશો જારી કરવામાં આવેલી છે!

એક જુની ઉરદુ **કીતાબ "તોહફએ શરહે મોહમ્મદીઆ ફીરદે ફીરકએ સુરતદીયા"** નામની નાસીકના મોલવી સઇયદ અશરફઅલી સાહેબ ગુલશનાબાદીએ લખેલી છે, અને જે હીજરી સન ૧૨૯૯ (ઇ૦ સ૦ ૧૮૮૨)માં એટલે આજથી બેતાલીસ વરસ ઉપર મુંબઇમાં કરીમી પ્રેસમાં છપાઇ છે તેમાં તેમણે ચોખ્ખું લખ્યું છે, જે ઉપરથી જણાય છે કે અંહી લગભગ પાંસઠ વરસથી કબરો વીરૂદ્ધ આવી ચળવળ ચાલી રહી છે. તેઓ તે કીતાબના ૧૫૭ માં પાને લખે છે કે, "એક અકબરાબાદ (આગ્રા)ના ભરોસાદાર–મોતબર દીનદાર આલમે મારી આગળ ચોખ્ખા શબ્દોમાં કહયું

કે, હું દીલ્હીથી કેટલોક અરબી ઇલ્મ તેહસીલ કરીને કલકતે ગયો, અને ત્યાં પણ મેં હદીસ અને તફસીરનો કેટલોક લાભ સારા આલીમોથી મેળવ્યો એટલામાં એક ગોરા પાદરી જે અરબી અને ફારસીમાં ઘણુ કાબીલ હતા અને જેમણે લખનઉ વીગેરેના કેટલાક મોલવીઓને પોતાના કામ માટે નોકર રાખ્યા હતા તેમણે મને બોલાવ્યો અને પચાસ રૂપીઆ મહીને પગાર આપવાનું કહીને તથા મહીનાનો પગાર પહેલેથી મારી આગળ ધરીને મને કહ્યું તમે હવે ઠેકાણે લાગી ગયા છો! માટે જે શહેર તમને પસંદ પડે ત્યાં જઇને રહો અને હદીસ તથા તફસીરના જે ઉરદુ તરજુમાં કરાવ્યા છે તે લોકોને પડાવજો અને લોકોમાં એવું મશહુર કરજો કે મોહદીસોનો મઝહબ હક છે અને હું તે ઉપરજ છું. પણ તેમને સરફનહું, ફીકાહ, (સુન્નત જમાતના)અકીદા વીગેરેથી જેમ બને તેમ અલગ રાખજો! આ પગાર તમને હમેશાં મલ્યા કરશે અને તમારી સારી નોકરી અને મહેનત જોઇને તે આગળ ઉપર વધારવામાં પણ આવશે! આ દીનના કેટલાક નીયમો અમે તમને અમારા એક મોલવી સાથે મોકલી આપીશું. આટલું કહી મને રજા આપી અને બીજે દીવસે એક મોલવી સાહેબને કહયા પ્રમાણે મારી પાસે મોકલ્યા. એ મોલવી સાહેબ આવીને મને કહેવા લાગ્યા કે, ચાલો ઘણું સારૂં થયું કે તમને પણ પાદરી સાહેબે નોકરીમાં રાખી લીધા. આગળ ચાલતાં તેમણે મને કહયું કે પાદરી સાહેબે હીંદુસ્તાન, અરબસ્તાન, વીગેરે ઠેકાણે લઘભગ ચાલીસ મોલવીઓ નોકર રાખેલા છે અને તે બધા આની રીતે કામ કરે છે! વળી અહીંથી કેટલાક તેમણે અરબસ્તાન પણ મોકલ્યા છે જે મોલવીઓને તેમણે રાખેલા છે તેમને દસ

પંદર રૂપીઆથી લઇને પચાસ રૂપીઆ સુધીનો પગાર આપે છે અને તેઓ જ્યાં હોય ત્યાં દર મહીને પહોંચતો પાડે છે! પણ તેમની સાથે એ શરત છે કે, હમેશાં નવી નવી વાતો તથા ઝઇફ હદીસો અને રીવાયતોનો લોકોમાં ફેલાવ કરવે અને પોતાના શાગીરદોને એવી તાલીમ આપવી કે, તેઓ (સુન્નત જમાઅતના) ચાર મઝહબને માનતા અટકે અને અલગ અલગ થઇ જાય! તથા અંબીયા અને અવલીયાઓ તરફ પણ ખેંચાય નહી. અને તેમની નજર ન્યાઝ, ફાતીહા વીગેરે પણ કરવાનું મુકી દે! આ પ્રમાણે તે મોલવી સાહેબે મને સમજણ પાડી. એ વાત મને ઘણી સખત લાગી એટલે મેં કહયું કે આવી તાલીમ શી રીતે આપી શકાય? તે મોલવી સાહેબે મને જરા પાછો પડેલો જોઇને કહયું કે આ પાદરી સાહેબ તો અહીં વીસ વરસથી છે અને હું પણ ત્યારથીજ તેમની નોકરીમાં છું! તેમણે હજારો રૂપીઆ ખરચીને કીતાબોના ઉરદુ તરજુમા બહાર પડાવ્યા છે જેથી ઘણાં લોકો ઇલમ શીખી હુશીઆર બની ગયા છે! પાદરી સાહેબ તો અંદરખાને મુસલમાન છે! પણ બીદઅતની વાતોને પસંદ કરતા નથી! તેઓ તફસીર અને હદીસ પણ મારી પાસે પઢયા છે. એટલે વાંધા જેવું નથી! તમે તમારે પચાસ રૂપીઆનો પગાર સુખેથી કબુલ કરી લો, પછી કાંતો તમારા વતનમાં કે કાંતો બીજી જે જગ્યા પસંદ હોય ત્યાં બેશીકર રહો! અને આખી ઉમર આરામથી ગુજારો! પણ એટલું કરજો કે, કેટલા લોકો તમારી તરફ આવ્યા અને કેટલા શાગીરદ થયા તેનો રીપોર્ટ વરસ દહાડે લખી મોકલજો! મોટા મોટા મશહુર મોલવીઓ પાદરી સાહેબના નોકર છે અને હીંદુસ્તાન તથા અરબસ્તાનના જાણીતા શહેરોમાં કામ કરી રહયા

છે જેમના નામની આ યાદી છે! એમ કહી એક યાદી મને બતાવી. મેં તે જોઇ તો મને તેમાં એવાં એવાં નામ જણાયાં કે કાંઇ કહેવાની વાત નહીં! સારા સારા નામવર લોકો જે પોતાને સઇયદ અહમદ બરેલવી સાહેબ (જે મોલવી ઇસ્માઇલ દેહલવીના પીર હતા તેમ)ના ખલીફા તરીકે જણાવતા હતા તેજ ઘણે ભાગે આ યાદીમાં હતાં અને તેજ મુસલમાનોને ઉલટા રસ્તે દોરી જાલમાં ફસાવી રહયા હતા. તે યાદીમાં લખનવી, બંગાળી, રાવજી, ખારજી, વીગેરે ઘણા લોકોનાં નામ હતાં જે પઇસાની લાલચને લીધે પાદરી સાહેબનું આ કામ કરી રહયા હતા! આ બધું જોઇને હું તો હેરત પામી ગયો. મને ખુદાએ હીદાયત કરી એટલે મને મોલવી સાહેબનું કહેવું ગળે ઉતરયું નહીં. મેં નોકર રહેવાની ના કહી એટલુંજ નહીં, પણ પાદરી સાહેબે મને જે પહેલાંથી પચાસ રૂપીઆ આપ્યા હતા તે પણ મોલવી સાહેબને પાછા આપી દીધા. આ રકમ પાછી આપવા તથા પચાસ રૂપીઆની સુખની નોકરી જતી કરવા મારૂં મન ચાલતું ન હોતું પણ ખુદાએ મને બચાવ્યો!

તે પછી હું મકકા મોઅઝમે ગયો અને ત્યાં જઇને જે લોકો પાદરી સાહેબ તરફથી ત્યાં કામ કરી રહયા હતા તેમનાં નામ જાહેરમાં મુકવા લાગ્યો કે જેથી ત્યાંના લોકો તેમનાથી અને તેમના અકીદાઓથી વાકેફગાર થાય અને પોતાનું ઇમાન બચાવે. આ વાત તો ચોકકસ છે કે એ લોકો ઇમાન વેચીને પાદરીઓ–નસારાઓનું છુપી રીતે કામ કરે છે! તેમણે વીસ વરસથી હીંદુસ્તાનથી તે ઠેઠ અરબસ્તાન સુધી આવી ફીત્નાની આગ સળગાવી છે! ઘણી કીતાબોમાં તેમણે હેરફેર અને મેલવણી કરી બનતી વાતો બહાર પાડી

છે ! અને જ્યાં કોઇ મુસલમાન તેમની સામો પડે છે કે તેને ઝટ તેઓ બીદઅતી, મુશરીક, રાવજી, ખારજી વીગેરેનો લકબ આપવા અને તેને બદનામ કરવા ઉભા થઇ જાય છે ! મારા ચેતાવ્યાથી ઘણા લોકોએ તેમની સાથે વાતચીત કરવાનું મુકી દીધું. જો થોડો વખત તેમની આ જાળ નભી હોત તો ખુદા જાણે ત્યાં કેવો ફીસાદ જાગત ! પણ સારૂં થયું કે આ પ્રસંગે (બેતાલીસ વરસ ઉપર) મક્કાની પાક જમીનમાંથી તેમને હાંકી કહાડવામાં આવ્યા. હીંદુસ્તાનમાં પણ હવે તમામ મુસલમાન ખુદાના ફઝલથી તેમના અકીદાઓથી જાણકાર થઇ ગયા છે એટલે તેમની જાળમાં હવે ફસે એમ નથી. બલ્કે જે જાણતાં ફસાઇ ગયા છે તે પણ હવે તેમનાથી અલગ થઇ જશે. ખુદા આ આખર જમાનામાં આપણા સઉ મુસલમાન ભાઇઓના ઇમાન સલામત રાખે આમીન !

ઉપર પ્રમાણે લખાણ એ જુની ઉરદુ કીતાબમાં મોજુદ છે. જેને જોવું હોય તે ખુશીથી જોઇ શકે છે. તે કીતાબ હજુ પણ મુંબઇમાં મળે છે. તે બેતાલીસ વરસ ઉપર છપાએલી છે અને તે વખતે તેમાં જણાવેલું છે કે વીસ વરસથી આ કામ બરાબર થઇ રહ્યું છે ! એટલે લગભગ બાસઠ વરસથી આલીમોને પગાર આપી તેમની મારફત આ કામ લેવાઇ રહ્યું છે ! આ એક ખાસ દસ્તાવેજી પુરાવો છે જે માટે શંકાને જરા પણ સ્થાન નથી. આથી સાફ જણાય છે કે ઇસ્લામમાં ફીસાદ ઉભો કરી પીરોની કબરો અને ખાનકાહો વીરૂધ્ધ મતલબવાળાઓ તરફથી ઘણા વરસોથી આવી ચળવળ જોરથી ચાલી રહી છે ! તે વખતે ચાલીસ મોલવીઓ પગાર લઇને આવું કામ કરતા હતા તો હાલ કેટલા કરતા હશે

તેનો વીચાર કરવાનો છે! વળી તે વખતે વધારેમાં વધારે પચાસ રૂપીઆનો પગાર અપાતો હતો તો હાલ કેટલો અપાતો હશે તે વાત પણ ધ્યાનમાં ઉતારવાની છે. હાલ આવા પગારદાર લોકોની એક મોટી સંખ્યા કામ કરતી હોય તો કાંઇ નવાઇ જેવું નથી! તેમજ એ લોકોએ બીજા ઘણા લોકોને પોતાના એ અકીદાઓમાં ભોળવ્યા હોય એ પણ વાત ચોકકસ છે. કેટલાક પેપરોને પણ આ કામ માટે રોકેલાઓની વાત હવે બહાર પડી ચુકી છે! એટલે ચારે તરફથી આ ચળવળને જોર દેવામાં કાંઇ બાકી રાખવામાં આવતું નથી. જે લોકો ફાતેહા, નઝર ન્યાઝ, ઉરસો વીગેરે વીરૂધ્ધ વાતો કરે છે અને કબરોથી શીરક થાય એવું બતાવે છે કે તે સઉ આ ઉંડી ચળવળ નેજ આભારી છે! વળી જે લોકો કોમને આવી સારી બાબતોને કાયમ રાખી કબરોથી જોડેલા રાખવાની કોશીષ કરે છે તેમને બીદઅતી, મુશરીક, પીરપુજુ, કબરપુજુ, વીગેરે કહેવામાં આવે છે તે પણ આ ચળવળનોજ તુફેલ છે! પારકાઓનો પગાર ખાઇને એ લોકોએ કોમને કેવી બરબાદી ઉપર લાવી મુકી છે તે જોવાનું છે! હીંદુસ્તાનના લગભગ તમામ ભાગોમાં આ ચેપ લાગી ગયો છે તો તે ચપ દુર કરવા બરાબર કોશીશ કરવાની દરેક આગેવાનોની ખાસ ફરઝ છે. હીંદુ મુસલમાનોના જે ઝગડા પેદા થાય છે તે આ ચળ-વળને લીધેજ થાય એમ લોકો કહી રહયા છે. આ ચળવળમાં કામ કરનારા એવા સંજોગો ઉભા કરે છે અને માંહોમાહે લડાઇ પેદા કરી મુસલમાનોને તેમાં જોડેલા રાખે છે અને પોતાનું કામ તેમને અંધારામાં રાખી કરે જાય છે! ઇસ્લામને આ પ્રમાણે બેવડું નુકશાન થઇ રહયું છે!

કબરો એ ઇસ્લામી કબજાની ખાસ જડ છે. તેને માટે આવી ચળવળો ચાલે એમાં નવાઇ જેવું નથી. કારણ કે જ્યાં કબરો હોય તે જમીન તથા તેમની આસપાસની જમીન તમામ ઇસ્લામી કબજામાં દબાએલી રહે છે અને દીવસે દીવસે તેમાં વધારો થએ જાય છે. કારણ રોજ નવી કબરો બને છે અને નવાં કબ્રસ્તાનોની માંગણીઓ થાય છે. આ મામલો હમેશાં ચાલુ રહે તો લાખો વીઘા જમીન ઇસ્લામી કબજામાં હંમેશને માટે કાયમ રહે અને એ કબજો કદી છુટે નહીં. અને એટલી જમીન બીજાઓના હાથમાં ચાલી જતી બચી જાય. જમીનનો કબજો મેળવવા શું નથી થતું ? યુરોપની મહાન લડાઇ થઇ તે જમીનનો કબજો મેળવવા માટેજ હતી. જમીન ઉપર કબજો મેળવવા માટેજ લાખો માણસોના લોહી રેડાયા અને અબજો રૂપીઆનો ખરચ થયો. જમીન આવા મહત્વની ચીજ છે, તેથીજ તેને માટે આવા જબરા ભોગો આપવા લોકો તઇયાર થાય છે. કબરોવાળી જમીનને ઇસ્લામી કબજા ઉપરાંત ધાર્મીક રંગ લાગેલો છે, એટલે જરા કાંઇ થાય છે કે, લોકોની ધાર્મીક લાગણી તરત ઉશ્કેરાઇ જાય છે અને જબરો ફીસાદ જાગે છે. કારણ કે જમીનની માલીકીના હક સાથે તેમાં ધર્મની માન્યતાનું પણ જબરૂં તત્વ રહેલું છે. આ તત્વ જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી એ કબરોવાળી જમીનનું કોઇથી નામ લઇ શકાય એમ નથી એવું એ લોકો ચોક્કસ જાણે છે. અને તેથીજ કબરો તરફનો ધાર્મીક ખ્યાલ લોકોના મનમાંથી ઓછો કરવા પેરવીઓ થઇ રહેલી છે! આને માટે ઇખતીલાફી–મતભેદવાળા મસલા ઉભા કરવામાં આવે છે, અને પોતાનું ધારેલું કામ કરવા સાધનો રચવામાં આવે છે !

ફાતેહા, નઝરનીયાઝ, ઉરસો, કુબ્બાઓ વિગેરે માટે ધારો કે કદાચ ઈખતીલાફ હોય તો પણ એવા ઇખતીલાફ ઉપર અમલ કરવાથી માણુસ કાંઇ ગુન્હેગાર થતો નથી. કારણ કે આવો ઈખતીલાફ એ પણ હદીસના આધારેજ હોય છે. બન્ને બાજુની હદીસો હોય છે તેથી ઈખતીલાફ પેદા થાય છે. હવે કોઇપણ હદીસ ઉપર લોકો અમલ કરે તો તેમાં કાંઇ ગુન્હો નથી; પણ અહીં તો મુળ વાત લોકોને કબરોના ખ્યાલથી જુદા પાડવાની છે એટલે પોતાની મતલબવાળી બાબત ઉપર જાણીજોઇને ખાસ વધારે જોર દેવામાં આવે છે કે, કબરોથી બુરાઇ થાય છે એમ સમજીને લોકો ખસી જાય! આને માટે સેંકડો કીતાબો બહાર પાડવામાં આવી છે, અને હમેશાં જ્યાં જુવો ત્યાં વાએજો પણ એજ બાબતની ચઇ રહી છે! કોઇ બીજા મસલા બ્યાન કરતું'જ નથી. બસ "બીદઅત" અને "શીરક!" કોમને ઈસ્લામ ઉપર મજબુત કરવા બીજા ઘણા પણ મસલા જોર દેવા જેવા છે, પણ તેમની કોઇને પરવા નથી! બસ કબરોથી અલગ થાઓ અને કુબ્બાઓ દુર કરો એજ વાત છે! આ બાબતોને ખાસ જોર વારંવાર કેમ દેવામાં આવે છે તેનો કોઇ વિચાર કરતું નથી! પણ વિચાર શાનો આવે! એ લોકો આવવા દે ત્યારે ને! જ્યાં જુવો ત્યાં આવા કામ કરનારા વહાબી અકીદાવાળા ગોઠવાઇ ગયા છે! એટલે કોઇ તેમના ખ્યાલની દુરસ્તી કરે છે તો પણ તેઓ તેને બદલાવી પાછા અસલ વાત ઉપર લાવી મુકે છે! આ છે કામ કરનારાઓની ચાલાકીઓ!

વ્યાજ ખાવું ચારે મઝહબમાં નાદુરસ્ત છે તોપણ તેને તાણી તોડીને દુરસ્ત કરી દેવા ફતવાઓ અપાયા છે! ઇખતીલાફ જેટલો

પણ તેને માટે આધાર નથી. ફક્ત કોમની બહેતરીનો સવાલ આગળ ધરીને મસલહતની ખાતર આવું તદન નાદુરસ્ત કામ હલાલ કરી દેવામાં આવ્યું છે! અને જે ચાલો માટે ઇખતીલાફ જેટલો પણ સબળ આધાર છે તેને બસ તદન હરામ કહેવામાં આવે છે! પણ તેઓ બીચારા કરે શું! જેનું ખાય તેનું ગાય! આપણે તેમનો શું વાંક કહાડી શકીએ? પેટ વળગ્યું છે એટલે કર્યા વગર છુટકો નથી!

પ્યારા ભાઇઓ! આવો મામલો ચાલી રહયો છે. કબરો વિરૂદ્ધ ચથવળો ચાલે છે તેની સાબીતીમાં બાસઠ વરસના જુના પુરાવાનો ખાસ આધાર આ લેખમાં ઉપર આપવામાં આવ્યો છે તે ઉપરથી જોઇ શકાશે કે, કેવા ધોરણ ઉપર કામ લેવાઇ રહ્યું છે! કદાચ કેટલાક એ ચળવળમાં જોડાએલા સ્વાર્થી લોકો આ વાત જુઠી બતાવવા બહાર પડશે પણ તેની સાબીતી માટે ઉપલી કીતાબ જે ચાલીસ વરસ ઉપર છપાએલી છે તે મોજુદ છે. વળી હાલ અરબસ્તાનમાં મહાન હઝરત પયગમ્બર સ૦ ની પવિત્ર પુત્રી બીબી ફાતેમા ર૦ તથા તેમના માસુમ નવાસા હઝરત ઇમામ હસન રદી૦ તથા તેમના વહાલા કુટુંબીઓની કબરો જે તોડી નાબુદ કરી દેવામાં આવી છે તે પુરાવા શું ઓછા છે? વળી બુઝુર્ગ અને વલી લોકોની ખાનકાહો અને દરગાહોને શીરકના સ્થાન બતાવવામાં આવે છે અને તેમના વિરૂદ્ધ વારંવાર ખાસ લખાણો લખવા માટે કાળજી રાખવામાં આવે છે એ બધું શાને માટે થાય છે? ઇસ્લામને નુકસાન પહોંચાડવાની ઉઘાડી કોશીશો થઇ રહી છે અને એમ બતાવવામાં આવે છે કે, લોકોને કબરો આગળ સીજદા કરતા રોકી તેમના ઇમાનની દુરસ્તી

કરવામાં આવે છે! આવું કહેનારા પોતે પોતાના ઇમાનની દુરસ્તી કેવી રીતની કરી રહ્યા છે તેજ જોવાનું છે!

અજમેર શરીફવાળા મહાન ખ્વાજા સાહેબની કબર જેના માટે મોટા મોટા બાદશાહોએ ખ્યાલ રાખેલો છે જેની ચોખ્ખી સાબીતી માટે હીંદના શહેનશાહ અકબરે શાહાજહાને અને અઉરંગઝેબ–આલમગીરે બંધાવેલી મસ્જીદો હાલ પણ મોજુદ છે. વળી બીજા પણ સેંકડો ઇસ્લામી હાકેમોએ ત્યાં લાખ્ખો રૂપીયા ખરચી ઇમારતો તઇયાર કરેલી છે. જેથી આજે તે જગા એક શહેનશાહી દરબાર ગણાય છે. આ જગાની પણ કેટલાક લોકો સુધારાના નામે બુરાઇ કરી રહ્યા છે, પણ તેમાં હાથ કોઇ હીકમતનોજ હોવો જોઇએ!

આવી જ્યાં ચોખ્ખી સાબીતીઓ આંખ આગળ મોજુદ છે તો પછી બીજા પુરાવાની જરૂર ક્યાં રહે છે! પણ વહાબી અકીદાવાળા એવા તો ચાલાક છે કે વખત જોઇને કામ કરે છે! જેવો મોકો તેવી તેમની ચાલ હોય છે! મદીના જેવા પવિત્ર શહેરમાં જ્યાં કોઇપણ ચીજને જરાપણ નુકશાન કરવાની ચોખ્ખી મનાઇ છે ત્યાં વહાબીઓએ જુલમ કરી મહાન હઝરત પયગમ્બર સ૦ ના માસુમ અને બેગુનાહ ફરજંદોની કબરો ખોદી નાંખી તેમના હાડકાંઓની બરબાદી કરી નાંખી જેથી આખી ઇસ્લામી આલમ તેમની વિરૂદ્ધ ઉશ્કેરાઇ ગઇ, એટલે વહાબીઓના અહીંના હીમાયતીઓ જે અંદરખાને તેમના જેવાજ અકીદા ધરાવે છે તે હાલતો વહાબીઓનું દેખાડવા ખાતર બુરૂં બોલવા લાગ્યા છે કે ઇસ્લામી આલમ છેડાય નહીં! પણ લોકો તો સારી રીતે સમજી ગયા છે કે પયગમ્બરના માસુમ બચ્ચાંઓના

હાડકાંઓની બરબાદી કરાવનાર આ ઇબ્ન સાઉદ વહાબીની તારીફ કરનારાઓજ છે. હાલ વખત જોઇને આ વહાબીઓ કદાચ ચુપ થઈ જશે પણ તેમના દીલોમાં જે ઝેરી અકીદાઓ ઘર કરી ગયા છે તે તો કદી મટવાના નથી! ઇસ્લામી આલમે હવે ચેતવું ઘટે છે આ વહાબી અકીદાવાળા આપણા હરીફોના હેતુઓનુંજ કામ કરી રહ્યા છે એવું ચોક્કસ માનીનેજ હવે ચાલવાનું છે. ઇબ્ને સાઉદને શીરસ્તો કહેનારા અને તેને ગાઝીનો લકબ આપી તેની તારીફના કોટ બાંધનારાજ આ મહાન બુઝુર્ગોના મઝાર તોડાવનારા પુરવાર થયા છે જે તમામ દુનીયાંએ સારી રીતે જોઇ લીધું છે! હજુ પણ જો તેમનો ભરૂસો કરવામાં આવશે તો તેઓ કદીપણ વધુ બુરાઇઓ કર્યા વિના રહેવાના નથી. મુસલમાન ભાઇઓને પહેલાથી આ વિષેની ચેતવણીઓ આપવામાં આવતી હતી પણ કમનસીબે એ વાતો તેમના ધ્યાનમાં આવતી ન હોતી. કારણ કે વહાબી અકીદાવાળા લોકો તેમની સાથે મળીને તેમને જેમ તેમ સમજાવી દેતા હતા! પણ હવે પરીણામ શું આવ્યું તે બધાઓએ જોઇ લીધું!

**(મુંબઈ સમાચાર તા૦ ૨૮ મી આગસ્ટ ૧૯૨૬ ઉપરથી.)**



# મસ્જીદોમાં કબરો કેમ થઇ ?



## મોલવીઓ આડે રસ્તે કેમ ઉતર્યા ?



## પગાર લેવો હલાલ તો નીયાજ કેમ હરામ ?

(લી૦ ઇસ્લામી સેવક.)

[૪]

કબરોથી જમીન હમેશાં ઇસ્લામના કબજામાં રહી શકે છે, અને ત્યાં લોકો ફાતેહા વીગેરે માટે આવે છે તો વહીવટ પણ તાજો રહે છે. એ ખીયાલથીજ કેટલાક બુઝુરગોની કબરો મસ્જીદોમાં બનાવવામાં આવી છે. મસ્જીદોમાં આવી કબરો હોય છે તો ઘણા લોકો ત્યાં હમેશાં ફાતેહા માટે આવે છે અને તે જગા પાક સાફ રાખે છે જેથી મસજીદ હમેશાં સફાઇવાળી રહે છે. વળી ત્યાં આવવાથી તેમને બીજા નમાજીઓને જોઇને નમાજ પઢવાનો પણ ખ્યાલ પેદા થાય છે. કારણ કે તે ખુદાની ઈબાદત કરવાની જગા હોવાથી ઘણા લોકો ત્યાં નમાજ પઢવા આવે છે અને તેમને નમાજ પઢવાની ખાહેશ દેવડાવે છે. વળી ભોગ જોગે તે મસજીદ વખત જતાં શિકસ્તા થઇ તુટી જાય અને કોમમાં તાકાત નહીં હોવાથી બીસ્માર થઇ તેની જગા પડીઆણુ થઈ જાય તોપણ ત્યાં કબરો હોવાથી તે જગાનો કબજો હમેશાં મુસલમાનોના હાથમાંજ રહે અને ત્યાં ફાતેહા ઉરસ વીગેરેને

લીધે વહીવટ પણ તુટવા પામે નહીં. આવો વહીવટ હમેશાં ચાલુ રહે તો તે મસજીદની જગા ઇસ્લામી કબજામાંથી જવા પામે નહીં. અને જ્યારે કોમના હાથમાં પૈસાની છત થાય ત્યારે મસજીદ પાછી તૈયાર થઇ શકે. પણ જો ત્યાં કબરો ન હોય તો ખાલી પડીઆણ જગામાં કોઇ આવે નહિં, અને લાંબો વખત તેમ થાય તો કબજો ચાલ્યો જાય. આવું ઘણે ઠેકાણે થએલું જોવામાં આવે છે કે બીસ્માર થઇ ગએલી મસજીદોની પડીઆણ જગા બીજાઓના હાથમાં ચાલી ગઇ છે, અને હવે મુસલમાનો પોતાનો દાવો બતાવે છે તોપણ તે મળી શકતી નથી. કારણ કે લાંબા વખતથી કબજો અને વહીવટ છુટી ગએલ છે. મુસલમાનો એને માટે ઘણુંએ જોર મારે છે છતાં તેમનું કાંઇ ચાલી શકતું નથી. જો ત્યાં કબરો હોય તો એવી જગા કદીપણ જવા પામે નહિં. એટલે કબરો હોય તો જમીનોનો કબજો કદીપણ ઇસ્લામીઓના હાથમાંથી જવા પામતો નથી.

જે ઠેકાણે આવી કબરો હોય છે ત્યાં મકબરા–રોજા બંધાય છે. મસજીદો અને મદરસાઓ કાયમ થાય છે, ઇસ્લામી સંગઠન મજબુત થાય છે, અને ત્યાં તબલીગનું કામ પણ સારી રીતે ચાલે છે. આવું હોવાથીજ વલી લોકોની અને મોટા માણસોની કબરો ઉપર મકબરા બનેલા છે કે ઇસ્લામને એથી મળતા ફાયદા કાયમ રહે. કબરોની રોનક મકબરાઓથી વધુ થાય છે અને ત્યાં તબલીગનું કામ એવું તો સરસ રીતે ચાલે છે કે ઇસ્લામના મુકાબલામાં ઇસાઇ પાદરીઓ પોતાના ધરમની તબલીગ કરી શકતા નથી. લોકો જ્યારે પહેલાં કબરોનો ચોક્કસ ખ્યાલ રાખતા હતા ત્યારે પાદરીઓ ફાવી શકતા નહોતા, અને તેમની તબલીગ ચાલી શકતી નહોતી. તેમણે

જોયું કે જ્યાં સુધી ઇસ્લામીઓનો ખ્યાલ કબરો તરફ વધુ ચોંટેલો છે ત્યાં સુધી ઇસાઇ ધરમનો પ્રચાર થવો મુશ્કેલ છે. એટલે તેમણે મુસલમાનોને તે તરફથી હઠાવવા કોશીશ કરવા માંડી. ઉઘાડી રીતે જો કબરો અને મકબરાઓની વીરૂદ્ધ કાંઈ કરે તો મુસલમાનો ઉશ્કેરાય અને ફીસાદ જાગે તેથી તેમણે ઉંડી સમજથી કામ લેવાનો વીચાર કર્યો. તેમણે તે વખતના અંગ્રેજ હાકેમોને આ વાતની સમજણ પાડી અને ઇસ્લામના ખેરખ્વાહ થઇને કેટલાક મુસલમાન આગેવાનો અને આલીમોને બોલાવ્યા. આ લોકોને મળવાના નામે બોલાવી કહ્યું કે ઇસ્લામ એ ઘણો પાક સાફ અને તઉહીદવાળો ધરમ છે, તેના ફરમાનો ઘણા સારા છે, પણ જાહેલ લોકો અવળે રસ્તે ચાલીને તેને બગાડે છે અને હલકો પાડે છે. એ લોકો કબરો આગળ જઇને તેમની પુજા કરે છે અને ખુદાને ભુલી જાય છે, માટે જો તેમને તેમ કરતાં રોકવામાં આવે તો ઇસ્લામ કેવો સારો મજહબ છે તે તેઓ ઉમદા રીતે પુરવાર કરી શકે. જો આ પ્રમાણે લોકો કબરોથી માથું ફોડયા કરશે તો તેઓ ઇસ્લામની ખરી શીકલ જે તઉહીદ છે તે બરબાદ કરી નાંખશે અને આખી કોમ ખરાબ થઇ જશે. માટે ઇસ્લામની ભલાઇને ખાતર લોકોને આવી બુરાઇથી રોકવા એ દરેક સાચા ઇસ્લામીની ફરજ છે. અમે પણ કહેશો તો તેમાં તમને મદદ કરીશું. આ પ્રમાણે તે વખતના કેટલાક ઇસ્લામી આલીમોને કહેવામાં આવ્યું. પારકા ધરમવાળા આપણા ઇસ્લામની બેહતરી માટે લાગણી પુર્વક બુરાઇ મટાડવા ભલામણ કરે છે, વળી મદદ કરવા પણ તૈયાર થાય છે તો પછી આપણે શા માટે પાછા પડવું, અને ઇસ્લામની બેહતરી કેમ ન કરવી, એવો ખ્યાલ પેલા આલીમોને

એકદમ આવ્યો. તેમણે એ વીશે કોશીષ કરવાની ખાત્રી આપી અને ઘેર જઇ એ કામ કરવા તૈયારી કરવા માંડી. લોકોને કબરોથી અલગ કરવા તેમણે ધર્મની દલીલો શોધવા કોશીષ જારી કરી. આવી દલીલો તેમને કેટલેક ઠેકાણેથી મળી આવી એટલે તેમણે તેની કીતાબો તૈયાર કરી લોકોમાં વહેંચવા માંડી. એ કીતાબોમાં તેમણે ઉઘાડી રીતે જોરથી લખ્યું કે ફાતેહા, નઝર ન્યાઝ, ઉરસ, વગેરે તમામ ચીજો બીદઅત—નકામી છે અને તે કરનારો સખ્ત ગુનેહગાર ગણાય છે આ કીતાબો બીજાઓની મદદથી ગામેગામ એટલી બધી તો વહેંચાઇ કે ઘણા ઠેકાણે તેનો ફેલાવો થઇ ગયો. વળી ઉપરથી આલીમો ઇસ્લામની બેહતરી કરવાની લાગણીના જોશમાં ગામેગામ એવી વાએઝો પણ કરવા લાગ્યા, અને તેમણે જબરી ચળવળ લોકોને કબરોથી અલગ પાડવા કરવા માંડી. આ ઉપરાંત તેમણે કેટલાક મદરસાઓ પણ આ કામ જોરથી ઉપાડવા તૈયાર કર્યા અને આવીજ તાલીમ આપવાનું શરૂ કર્યું. ઘણા સાધન વગરના જુવાનોને મફત ઇલ્મ શીખવવાના નામે મદરસામાં લીધા અને બે ત્રણ વરસ ત્યાં રાખી આવી તાલીમ આપી બહારગામ મોકલવા માંડયા. જતી વખત તેમને ખાસ તાકીદ આપવામાં આવતી કે તેમણે ઉપલી વાતો તોડવા માટે ખાસ કોશાશ કરવી. તેમણે જોયું કે જ્યાં સુધી આવા લોકો તઇયાર કરી ગામે ગામ મોકલવામાં ન આવે ત્યાં સુધી આ કામ થવું ઘણું મુશ્કેલ છે માટે આવું કરવાથીજ લોકો કબરોનો ખયાલ છોડશે.

એક વાત વળી તેમને એ પણ જાણાઇ કે સૈયદ પીરજાદાઓ જે પોતાના વડીલોની દરગાહ ઉપર હમેશાં ઉરસો કરે છે તે બીજા લોકોને હંમેશાં પોતાના લાભ માટે કબરો ઉપર બોલાવે છે અને

નઝર ન્યાઝ લે છે તેથી તેમને પણ તોડવા કોશીશ કરવી જોઇએ કે તેઓ લોકોને કબરોથી જોડેલા રાખી શકે નહી. આને માટે પણ તેમણે "નસીહતુલ-મુસલમીન" જેવી કીતાબો તઇયાર કરી અને પીર ઝાદાઓની બેહદ નીંદા કરી તેમને હલકા પાડવા જેટલું બન્યું તેટલું કર્યું. જે કીતાબો પીરજાદાઓના વિરૂદ્ધ લખાઇ છે તે આજ હેતુથી લખાઇ છે. અને હજું પણ ઉરદુ તથા ગુજરાતીમાં તઇયાર થઇ રહી છે. તેમના મદરસાઓમાં પણ બુઝુરગોના રસ્તાની કોઇ પણ કીતાબ શીખાડવામાં આવતી નથી. મઉલાના રૂમ સાહેબની મસ-નવી જે સુફી ઇલમનો ખજાનો છે તે પણ બંધ કરી દેવામાં આવી છે. હવે પોતાની મતલબની કીતાબો જે ઉપલી બાબતો તોડનારી છે તેનોજ ફેલાવ ગામેગામ તેમના ગોઠવેલા આલીમો કરી રહયા છે. જે આયાતો કુરાને શરીફમાં કાફરો માટે ઉતરી તે તેમણે બુઝુર્ગો માટે ઠોકી બેસાડી છે અને લોકોના મન બુઝુર્ગોથી ફેરવી નાખવા પોતાથી જેટલું બન્યું તેટલું કર્યું છે, અને હજું પણ કર તાજ જાય છે. આ પ્રમાણે કબરો અને મકબરા જે ઇસલામી તબ લીગના ખાસ સાધનો હતાં તેમનું તેમણે ઘણુજ જોર તોડી નાખ્યું છે. આથી ઇસાઈ પાદરીઓને માટે તબલીગનું મેદાન સાફ થયું છે અને તેમના કામમાં ઘણી સહેલાઈ થઈ છે. ઇસાઇઓએ જેવા જેવા લોકો મળ્યા તેવાં દેવળો બાંધવા માંડયા છે અને મુરતીપુજાના શોખીનો માટે તો હઝરત ઇસા પેગમ્બર તથા બીબી મરીયમની મુરતીઓ પણ ગોઠવી દીધી છે. તેઓ લોકોની તબીયતો જોઇને પોતાના ધર મમાં તેમને ખેંચવા સાધનો ગોઠવતા જાય છે અને આ આલીમો વગર વીચારે ઇસલામને માટે મેદાન ઘણુંજ સાંકડું બનાવતા જાય

છે. તેમને "તકવીયતુલ ઇમાન" જેવી વહાબી અકીદાઓની કીતાબોનો આધાર મળી ગયો છે એટલે તે ઉપરજ તેઓ અડેલા છે અને તેમાંજ ઇસ્લામની બેહતરી સમજવાની હઠ લઇને બેઠા છે. તેઓ એમ નથી સમજતા કે તેમના કામથી ઇસ્લામી તબલીગને કેટલીનું નુકસાન થઇ રહયું છે. તે વખતના આલીમોએ પાદરીઓની કોશીશથી ઇસ્લામને સુધારવાના નામે વહાબી અકીદાઓની કીતાબોમાંથી હવાલા લીધા તે હજુ પણ તેમના તેમજ ચાલી રહયા છે, કારણ કે પાછલા પણ તે ધોરણનેજ વળગી રહયા છે. તેમના આ વગર વીચારની વાતોથી હજારો કબરો બીસ્માર થઇ ગઇ છે અને તબલીગના રસ્તા નાબુદ થઈ ગયાં છે તો પણ તેઓ પોતાની વાત મુકતા નથી. જે કોઇ ફાતેહા પઢે, ફુલ ચઢાવે, નઝર ન્યાઝ કરે, ઉરસ કરે તે બધા મુશરીક અને દોઝખી! કારણ કે એવું બતાવે ત્યારેજ લોકો કબરો ઉપર જતા અટકે અને પોતાને સોંપેલું કામ પાર પડે. આ કામ પાર પાડવા માટે તો પાદરીઓએ તેમને માટે સરકારી મોટા અમલદારો તરફ પણ સારી ભલામણો કરી છે અને તેમને મોટા મોટા ખીતાબો અપાવેલા છે! નહી તો આલીમોએ શું સેવા બજાવી છે કે તેમને ખીતાબ મળે! ઇખતીલાફી મસલા ઉભા કરી મુસલમાનોને ઝગડા કરવામાં રોકયા અને પાદરીઓને પોતાના ધરમનો ફેલાવ કરવા સંહેલાઇ કરી આપના લોકોને કબરો અને મકબરાઓથી વગર વીચારે અલગ પાડયા! આ સેવા કાંઇ નાની સુની નથી!

હીંદુસ્તાનના શહેનશાહ અકબર પોતાને દીકરો પેદા થયો તેની માનતા ચડાવવા આગ્રેથી ઠેઠ અજમેર શરીફ સુધી પગે ચાલીને આવ્યા અને ખવાજા સાહેબના રોઝા મુબારક ઉપર હાજર થઇ

ત્યાં નજર ચડાવી એ વાત તો ઘણી કીતાબોમાં તવારીખ રૂપે મોજુદ છે. શું તે વખતે ઇસ્લામી શહેનશાહતમાં કોઇ આલીમ હતાજ નહી ? જો હતા તો તેમણે બાદશાહને માનતા ઉતરવા આ વતાં કેમ ન રોકયા ? શું હાલના આવું લઇ બેઠેલા આલીમોનેજ શરીઅતનો ઇલમ છે ? તેમને નહોતો ? બીજાઓએ તેમને બોળ-બ્યા એટલે પહેલાં બોલવાઇ ગયા. તેમાં ગેરસમજ હતી અને તે ગેરસમજે હવે વખત જતાં જીદ અને હઠધરમીનો લીબાસ પહેર્યો છે. જો કબરો અને તે ઉપર પાકા મકબરા—રોજા બનાવવા એ ઇસ્લામથી વીરૂધ્ધ હતું તો અજમેર શરીફમાં ખવાજા સાહેબનો, બગદાદ શરીફમાં ગઉસ પાકનો, મદીના મુનવ્વરામાં મહાન હઝરત પેગમ્બર સ૦ નો વગેરે .જે મકબરા બનેલા છે તે શું ઇસ્લામની વીરૂધ્ધ છે ? શું કોઇને આજ સુધી એ દેખાયુંજ નહી ? આ મક-બરા તો આજના નહી પણ સેંકડો વરસના બનેલા છે અને હજારો બુઝુર્ગો તથા ઓલીયાઓએ તેમની જયારતો કરેલી છે તો તેમને તે શરીઅત વીરૂધ્ધ ન જણાયા અને હાલનાઓને તે દેખાયા ! બીજા-ઓની સમજાવટ કયાં સુધી કામ કરી ગઇ છે તે જોવાનું છે ! આવો વહાબીયતનો ખીયાલ હાલના આલીમોએ લોકોના મનમાં પેદા કર્યો ત્યારે તો મહાન પયગમ્બર સ૦ ના અતલગના કુટુંબીઓના પાક મઝારો તુટયા. વહાબી સરદાર ઇબ્ને સઉદે જયારે હઝરતના પીત્રાઇ ભાઇ હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ જેવાની પાક કબરો ઉપ-રના કુબ્બા તોડયા ત્યારે તેના આ કામને ટેકો દેવા તેના ખીયાલ વાળા લોકો બહાર પડયા અને તેમને પોતાના છાપાઓમાં કુબ્બા ઓ વિરૂધ્ધ લખાણો જોરથી લખવા માંડયા ! કેટલાક મોલવીઓએ

અખબારોમાં તે વિશે લાંબો તાંતો ચલાવ્યો અને કુબ્બા બનાવવા એ તદ્દન શરીયત વિરૂદ્ધ છે એમ સાબીત કરવા ઘણા ફાંફાં માર્યા, પણ તેનો જવાબ પણ તેમને મળી ગયો. મોલાના નુરૂદીન સાહેબ અજમેરીએ લખેલી અને દીલ્લીવાળા ખ્વાજા હસન નીઝામી સાહેબે છપાવેલી "કુબ્બુંકા જવાઝ" નામની ઉરદુ કિતાબ એજ તેનો જડબાતોડ જવાબ છે.

જેમ એક સાધારણ માણસ અને એક મોટા માણસના મરતબા માટે કોઇ દેખીતો ફરક રાખવામાં આવે છે, તેમ સાધારણ માણસની કબર અને પીરની કબરની પીછાણ માટે પણ કોઇ ખાસ નીશાની રાખવામાં આવે છે કે આ કોઇ બુઝુર્ગનો મઝાર છે. આ તે બુઝુર્ગના મરતબાને માટે હોય છે. કુબ્બો અથવા રોજો એટલા માટેજ બનાવવામાં આવે છે. રોજો એ એક કબર ઉપરની ઇમારત છે જે અંદર સુતેલા શખ્સની બુઝુર્ગી બતાવે છે. હાલેના કેટલાક તાણી તોડીને એમ જણાવવા માંગે છે કે કબર ઉપર ઇમારત દુરસ્ત નથી. જો કબર ઉપર ઇમારત દુરસ્ત ન હોય તો મહાન હઝરત પેગમ્બરને બીબી આએશાના હુજરામાં દફનાવ્યા હતા એટલે તેમની કબર ઉપર હુજરાની ઇમારત હતી. તે વખતે હઝરતના ખાસ સહાબીઓ ત્યાં મોજુદ હતા. જો કબર ઉપર ઇમારતનું હોવું નાદુરસ્ત હોત તો તેઓ કદી પણ એ કામ કરત નહી. વળી પાછળથી મદીનામાં તે પાક કબર ઉપર રોજો બનાવવામાં આવ્યો. જો એ પણ નાદુરસ્ત હોત તો તેવું કામ ઇસ્લામના એક ખાસ મોટા શહેરમાં જ્યાં હજારો આલીમો મોજુદ હતા ત્યાં થાત નહી. આવી ચોખ્ખી દલીલો મોજુદ છે તોપણ હજુ સુધી એમજ કહેવામાં આવે છે કે કુબ્બા-રોજા નાદુરસ્ત

છે! હીંદુસ્તાનમાં જયાં હીંદુભાઇઓ પોતાના ખયાલ પ્રમાણે પીપળાના ઝાડને નુકશાન પહોંચેલું જોવા માગતા નથી ત્યાં તબલીગનો દાવો કરનાર કેટલાક આલીમો ગુમ્મુજોના મઝારો તોડવાની જોરથી ભલામણો કરી રહ્યા છે એ પણ જોવા જેવું છે! પણ તેઓ તબલીગ કયા રસ્તે થાય છે તેજ જાણતા નથી. તેઓ તો કોમ કોમ વચ્ચે ફીસાદ કરાવવાજ માગે છે. મુસલમાનોને પોત પોતામાં જંપીને બેસવા દેતા નથી તો પછી હીંદુ મુસલમાનોને લડાવે એમાં શું નવાઇ!

તેઓ ગામેગામ ગોઠવાઇ કબરો તોડવાના પોતાના અકીદા ફેલાવી રહ્યા છે અને એવીજ તાલીમની કીતાબો મદરસાઓમાં પઢાવી રહ્યા છે. જ્યાં કોઇ માણુસ કબરની વાત કરે છે કે તેને મુશરીકની ઉપમાં આપવા પાછા પડતા નથી! દીની ઇલમ શીખવવા તથા નમાઝ પઢાવવા પગાર લેવાની ચારે મઝહબમાં મનાઇ છે છતાં તેમણે પોતાની મતલબની ખાતર એ હરામ વાત હલાલ બનાવી દીધી છે! તેઓ આપણા જ પઇસા લેતા જાય છે અને આપણા અકીદા બગાડી ઇસ્લામને દેખીતું નુકશાન પહોંચાડી બીજાઓ માટે રસ્તા સાફ કરતા જાય છે! આવું ધમધોકાર ચાલી રહ્યું છે તો પણ કોઇ ઉંડો વીચાર કરીને જોતું નથી. પગાર લેવાનું દુરસ્ત બતાવી હરામ ચીજને હલાલ કરી નાખી છે એટલુંજ નહી, પણ તેઓ આપણી જકાત પણ કોઇને કોઇ બહાને તમામ પોતે જ લઇ જાય છે! ગરીબોને તેમાંથી જરા પણ હીસ્સો મલવા પામતો નથી. વળી આ પઇસાથી એવાજ બુરા અકીદાઓની કીતાબો દીવસે દીવસે વધુ બહાર પડે છે અને કબરો તુટવા લાગે છે. જો ઇલમની ઉજરત લેવી હલાલ હોય તો પછી ફાતેહા શા માટે બીદઅત હોઇ શકે? ભલે તેઓ ઉજરત અને પગાર લે.

પણ ભાઇઓને બીદઅતી અને મુશરીક કહી શા માટે વગોવે છે અને કબરો વીરૂધ્ધ શા માટે ચળવળો કરે છે તે સમજાતું નથી. શું હજુ પણ તેઓ નહી સમજે ?

( મુંબઇ સમાચાર. તા૦ ૧૫મી સપ્ટેમ્બર ૧૯૨૬ )

---

# નઝર ન્યાઝ તથા ઉરસ માટે આધારવાળી દલીલો.

---

## બુઝુર્ગોનો વસીલો પકડવાની ભલામણ.

---

### કબરોની ઝીયારત.

### [ ૫ ]

જે ઠેકાણે બુઝુર્ગોની કબરો હોય છે ત્યાં ગુંબજો તઇયાર થાય છે, મસ્જીદો બને છે, ધર્મશાળાઓ બંધાય છે, અને મદ્રસા કાયમ થાય છે. એટલે એ જગાને લીધે ત્યાં ઇલમ શીખવાય છે ખુદાની ઇબાદત થાય છે, તબલીગનું કામ ચાલે છે, અને ગરીબોની રાહત અને સવડ સચવાય છે. વખત જતાં તે જગા વધી જવાથી તે એક મોટી ગાદી થઇને ઉભી રહે છે અને ઇસ્લામની રોનકમાં વધારો કરે છે. આવી જગાઓમાં રાત દીવસ લોકોનો ઘણો જમાવ થયા કરે છે એટલે તેમની સવડને ખાતર ત્યાં રાત્રે દીવા પણ બાળવામાં આવે છે કે અજવાળામાં લોકો રાહતથી ફાતેહા, દુરૂદ, કે કુરાન શરીફ પઢી શકે. વળી લોકોના ઘણા આવરાને લીધે ત્યાં કબરપર

ફુલો પણ ચડે છે જેથી હવા હમેંશાં સાફ અને ખુશબોવાળી રહે છે. ખુશબોથી માણસનું મન હમેશાં મગન રહે છે તેથી ત્યાં બેસી એકચીતથી તસબી કે કુરાન પઢી ખુદાની યાદી કરે છે. ઉરસ વખતે હજારો લોકો ત્યાં ભેગા થાય છે તેથી તેમના શ્વાસથી હવા મેલી થવાનો સંભવ હોય છે. પણ મઝાર આગળ ફુલો ઉપરાંત અત્તર, સંદલ, અગર બત્તી વીગેરે ખુશબોદાર ચીજોનો ઉપયોગ થાય છે તેથી હવા હમેશાં તાજી અને સુગંધીદાર રહે છે. આથી જોઇ શકાય છે કે ફુલ, અગર બત્તી, સંદલ વીગેરોનો ત્યાં જે ઉપયોગ થાય છે તે ખુબીથી ખાલી નથી. વળી તે જગાનો તમામ ખરચ પણ ત્યાં આવતી નઝર ન્યાઝમાંથી નીકળે છે જેથી તેનો બોજ કોમપર જરા પણ પડતો હતી. આવી જગાઓ તબલીગના ખાસ મથકો છે, પોતપોતામાં એકસંપી અને ભાઇચારો કાયમ રાખવાના સાધન છે, અને ઇસ્લામના દબ દબા રૂપ છે. આ જગાઓમાં આવા ફાયદા રહેલા હોવાથી કેટલાક વીરોધીઓ તેમને તોડવાની કોશીશો કરે છે. અને તેથીજ ફાતેહા, નઝર ન્યાઝ, ઉરસ વીગેરે વીરૂધ્ધ પઇસા ખરચી જબરી ચળવળો ઉપાડવામાં આવે છે કે જેથી લોકો ત્યાં જતા અટકે અને એ જગાઓ વેરાન થઇ જાય!

કબરોની સાચણીથી બધુંજ સચવાઇ રહે છે, અને કબરોનો ખ્યાલ મટી જવાથી બધુંજ બરબાદ થઇ જાય છે. આ બાબતમાં ગફલત કરવાની નથી, કારણકે આવી ગાદીઓ છે તો ઇસ્લામી રોનક આબાદ છે. ઇસ્લામી બાદશાહોએ તેટલા માટેજ તેમનો ખાસ ખ્યાલ રાખયો હતો અને તેમના નીભાવ માટે સાધનો કરી આપ્યાં હતાં. જેટલી જુની દરગાહો છે તે આજની નથી, પણ બાદશાહી જમાનાની છે.

ઇસ્લામી શહેનશાહતમાં આલીમો કાંઇ ઓછા નહોતા, પણ તેઓ સૌ આ દરગાહોની ખુબી સમજતા હતા, અને લોકોને તબલીગ અને ભાઇચારા માટે તે તરફ રજુ રાખતા હતા.

હવે આ ચીજો દુરસ્ત છે કે કેમ તે વાસ્તે આપણે થોડી ઘણી દલીલો આપીશું કે જેથી ભાઇઓ જોઇ શકે જે ચીજો ઇસ્લામી બાદશાહતના વખતથી ચાલી આવે છે તે આધાર વીનાની તો નથીજ.

શેખ અબ્દુલ હક મોહદ્દીસ દેહલવીઃસાહેબ "સફરૂસ-સાદાત" નામની કીતાબની શરેહમાં ફરમાવે છે કે "કબરપર છો લગાવવી, ગુંબદ બનાવવો, દીવા જલાવવા, શરૂઆતના વખતમાં મના હતું. પણ પાછળથી મસ્લતને લીધે અઉલીયાઓ અને આલીમોની કબરો માટે જાયેઝ કરવામાં આવ્યું છે. કારણ કે એથી ઇસ્લામનો દબદબો હકીકત-બુઝુર્ગી માલમ પડે છે. ખાસ કરેને હીંદુસ્તાન જ્યાં ઇસ્લામના દુશ્મનો અને કાફરો બહુ છે ત્યાં આવી પાક જગાઓએ ઉપરની ચીજો બનાવવાથી એક તરેહનો દબદબો માલમ પડે છે." હીંદુસ્તાનના એક મોટા મોહદ્દીસનો આ અભીપ્રાય છે જે ઇસ્લામી બાદશાહતના જમાનામાં મોજુદ હતા.

નઝર ન્યાઝ માટે પણ બાદશાહતના જમાનાના એક મોટા આલીમ બુઝુર્ગનો આપણે અભીપ્રાય આપીશું.

હઝરત મઉલાના શાહ ઉલ્લાહ સાહેબ મોહદીસ દેહલવી પોતાના "અન્ફાસુલ-આરેફીન" નામના કીતાબમાં ફરમાવે છે કે "ફરહાદ બેગ નામના એક સખસ ઉપર કાંઇ મુશકેલી આવી. તેમણુ નઝર-માનતા માની કે હે ખુદા પાક! મારી આ મુશકેલી દુર

થશે તો હું આટલા રૂપીઆ હઝરત શાહ અબદુલ ગની સાહેબની ખીદમતમાં મોકલીશ. મુશ્કેલી દુર થઇ ગઇ પણ તે રૂપીઆ મોકલવાની વાત ફરહાદ બેગના મનમાંથી નીકળી ગઇ. થોડા દીવસ પછી તેમનો ઘોડો બીમાર થયો. મને ખબર પડી તો મેં માણસ સાથે કહેવડાવી દીધું કે જો તમને ઘોડો વહાલો હોય તો ફલાણા વખત તમે જે નઝર માની હતી તે મોકલી દો. તેમણે નઝર મોકલી દીધી એટલે ઘોડો તેજ વખત સારો થઈ ગયો." આ અભીપ્રાય એક મોટા મોહદીસનો છે.

કુરાન શરીફમાં ફરમાવ્યું છે "ખુદાના રસ્તામાં જે લોક કતલ થયા છે તેમને મરી ગએલા ન જાણો. તેઓ તો જીવતા છે. તેમને ખુદાના ત્યાં ખોરાક મળે છે અને ખુદાએ પોતાના ફઝલથી તેમને જે કાંઇ ન્યામતો આપી છે તેમાં તેઓ ઘણા મગન છે." આ ખુદાઇ ફરમાન મહાન હઝરત પયગમ્બર સ૦ ના વખતમાં જે લોકો ઓહોદની લડાઇમાં શહીદ થયા હતા તેમને માટે આવેલું છે. વળી તેજ લોકો માટે મહાન હઝરતે પોતે ફરમાવેલું છે કે "હું ખાત્રી પુરવક કહું છું કે આ લોકો કયામતને દીવસે ખુદા આગળ ગવાહી પુરશે. માટે તમે તેમની પાસે આવ્યા કરજો તેમની ઝીયારત કરજો, અને તેમના ઉપર સલામ પઢયા કરજો. હું ખુદાના સોગન ખાઇને કહું છું કે જે કોઇ કયામત સુધી તેમને સલામ કરશે તેનો જવાબ તેઓ આપશે." આટલો મરતબો તો જીહાદમાં કાફરો સાથે લડી શહીદ થનારાઓનો છે. ઇસ્લામમાં કાફરો સાથે ધરમની જે લડાઇ કરવામાં આવે છે તે જીહાદ તો નાની જીહાદ કહેવાય છે, મોટી જીહાદ તો તે છે જે પોતાનો નફસ જે કાફર કરતાં પણ સખત છે તેની સાથે કરવામાં આવે છે. આ જીહાદ કરનારા ખુદાના

આશકો—બુઝુર્ગો છે જે દીનના ખરેખરા દુશ્મન નફસને કતલ કરી પોતે જીવતે જીવત મરી જાય છે. આ જીહાદને "જીહાદે અકબર" કહે છે અને એ સઉથી મોટી જીહાદ છે. જ્યારે નાની જીહાદમાં શહીદ થનારાઓનો ઘણો મેટો મરતબો છે ત્યારે આ મોટી જીહાદ લડી જીવતે જીવત શહીદ થનારાઓનો કેટલો મોટો મરતબો હશે તે વીચારવા જેવું છે. તેમણે પણ ખુદાના નામપર પોતાનો જીવ કુરબાન કરી દીધો છે અને આખી જીંદગી દીનની સેવા બજાવી છે. તેઓ ખુદાના રસ્તામાં શહીદ થઇ ગયા છે, એટલે ખુદાઇ ફરમાન પ્રમાણે તેઓ પણ જીવતાજ છે અને ખુદાની ન્યામતોમાં મગન છે. તેઓ અવલીયા કહેવાય છે જેને માટે ખુદા કુરાને શરીફમાં ફરમાવે છે કે બેશક અવલીયાઓને જરા પણ કોઈ રીતે બીવાનું નથી કે તેઓ કદી કોઇ વાતે દીલગીરીનું મ્હોડું જોવાના નથી. જ્યાં તેમને માટે આવી ચોખ્ખી વધામણી—બશારત હોય ત્યાં ખુદા એમની વાત સાંભળે અને તેમની દુવા કબુલ કરે એમાં નવાઇ જેવું શું છે? આવા મહાન બુઝુર્ગો જેમની તારીફ ખુદા પોતે કરે તેમનો વસીલો પકડવામાં વાંધો શું? ખુદા તો તેમને જીવતા જાગતા બતાવે છે અને ન્યામતોમાં ઘણા મગન હોવાનું ફરમાવે છે; વળી તેઓ માટે ડરનો કે દીલગીરીનો જરા પણ પ્રસંગ આવવાનો નથી એવું પણ કહે છે. જ્યાં આવી વાત હોય ત્ય તેઓ આપણને મદદ કરે અને આપણે માટે ખુદા આગળ તેઓ જે દુઆ માંગે તે કબુલ થાય એ ઉઘાડું છે. અને આનું નામ વસીલો છે.

ફતવા ઝાદુલ—લબીબ અને ખઝીનતુલ જલાલમાં છે કે મહાન હઝરત પયગમ્બર સલઅમે ફરમાવ્યું કે જ્યારે તમે કોઇ બાબતમાં

હેરાન થાઓ ત્યારે કબરવાળા બુઝુર્ગોથી મદદ માંગો. (વસીલો પકડો.) વળી હઝરત ઇમામ ગીઝાલી સાહેબે ફરમાવ્યું છે કે જે શખસની તેમની હયાતીમાં મદદ લેવાએ તેમની મદદ તેમની વફાત પછી પણ લેવાઇ શકે છે. વળી તેમણે મહાન મશાયખો વીશે ફરમાવ્યું છે કે જેવી રીતે તેઓ પોતાની હયાતીમાં કરામતો રાખતા હતા તેવીજ રીતે દુન્યાથી ઉઠી ગયા પછી પણ પોતાની કબરોમાં કરામતો રાખે છે.

"એહકી શરીફ"માં છે કે હઝરત ઉમર રદી.ના જમાનામાં દુકાળ પડયો ત્યારે હઝરત બીલાલે મહાન હઝરત પયગમ્બર સ. ના રોજા મુબારકપર જઇને અરજ કરી કે "યા રસુલુલ્લાહ ! આપની ઉમ્મત (પ્રજા) તકલીફમાં છે તેથી આપ વરસાદને માટે દુઆ કરો." એટલે રાતના હઝરતે ખ્વાબમાં વરસાદની બશારત દીધી. વળી હઝરત ઉમર ર. પોતે મહાન હઝરતના કાકા હઝરત અબ્બાસનો વસીલો પકડી વરસાદ માટે વખતો વખત દોઆઓ માગતા હતા. "સવાએકે મોહરરક"માં હઝરત ઇબને હજર સાહેબે લખ્યું છે કે હઝરત ઇમામ શાફઇ રે૦ એહલે બએત (પયગમ્બરના કુટુંબીઓ) નો વસીલો પકડીને કહેતા હતા કે આ લોકો (આલે નબી) મારી મદદ રૂપે છે. તે ઉપરાંત "ખેરાતુલ-હસ્સાન" નામની કીતાબમાં છે કે ઇમામ શાફઇ રે૦ ઇમામ અબુ હનીફા રે૦ના રોજા શરીફ ઉપર આવતા અને બે રકાત નમાઝ પઢી તેમને વસીલો પકડી પોતાની મુરાદ પુરી થવા દોઆ માંગતા હતા. (જુઓ મીસ્બાહુલ અનામ. જવાઝીત-તવસ્સુલ. દફલાન.)

જાણવું જોઇએ કે રૂહ-આત્મા અમર છે અને તે કાયમ

રહે છે. એટલે જે માણસ બુઝુર્ગોની ઝીયારત કરવા તથા તેમની મદદ માગવા આવે છે તેને તેઓ બરાબર ઓળખે છે અને તેના માટે ખુદા આગળ દોઆ કરે છે જે ખુદા પોતાની મહેરબાનીથી કબુલ કરે છે. માણસની મુરાદ–આશા પુરી કરનાર તો ખુદાજ છે. આ બુઝુર્ગો તો દોઆ કરનારા છે. તેઓ પોતાની જીંદગીમાં નેક કામો કરીને ખુદાના ખાસ બંદા ગણાઇ મરતબો મેળવી ગયા છે એટલે ખુદા તેમની અરજ સંભાળે છે. બુઝુર્ગોનો વસીલો એ તો એક સાધન છે. જેવી રીતે દવા એક સાધન છે તેવીજ રીતે આ પણ એક સાધન છે. ડાકટર કે હકીમ દવા આપે છે પણ સારૂં કરવું એ તો ખુદાના હાથમાં છે, દવાના હાથમાં નથી. તો પણ લોકો તો એમજ કહે છે કે ફલાણા ડાકટરથી કે ફલાણી દવાથી સારૂં થયું. પણ આ એક બોલવાનો મહાવરો અને રૂઢી છે. સારૂં કરનાર ડાકટર કે દવા નથી, પણ ખાસ ખુદાતઆલા છે જે મોત, જીંદગી અને તંદુરસ્તીનો માલીક છે. તેજ પ્રમાણે કોઇ કહે કે ફલાણા બુઝુર્ગોની દોઆથી કે મદદથી મને સારૂં થયું તો તે સારૂં કરનાર પણ ખુદાજ છે. જેમ બોલીના મહાવરા અને રૂઢીથી લોકો કહે છે કે ફલાણા ડાકટર અગર ફલાણી દવાથી મને સારૂં થયું તેમ કદાચ તેઓ એમ કહે કે ફલાણા બુઝુર્ગથી મને સારૂં થયું તોપણ એ બોલીનો મહાવરો છે, બીજું કાંઈ નથી. આમાં શીરક છેક નહીં. જ્યારે બુઝુર્ગોનો વસીલો પકડવો શીરક નથી તો પછી તેમનો ઉરસ કરવો એની મનાઇ શી રીતે હોઇ શકે?

મુંબઇ સમાચાર. તા૦ ૩૦ મી અકટોબર ૧૯૨૬.

---

# નઝર ન્યાઝ તથા ઉરસ માટે આધારવાળી દલીલો.

## બુઝુર્ગોના વસીલો પકડવાની સમજણ.

### કબરોની ઝીયારત.

( લી૦ ઈસ્લામી સેવક. )

[ ૧ ]

કીતાબ મજ્મુઉર-રીવાયત તથા સીરાજુલ-હીદાયત અને હાશીયા મઝહરીમાં છે કે જે ઘડી માણસની રૂહ-આત્મા નીકળે તે ઘડીનો બરાબર ખીયાલ રાખવો જોઇએ. કેમકે દર વરસે વફાત પામેલાની રૂહો-આત્મા વફાત (ઉરસ)ના દીવસે તેજ ઘડીએ તે જગા ઉપર આવે છે. માટે પછી તે વખતે તેમને સવાબ પહોંચાડવા માટે લોકોને ખવડાવવું એ ઘણું સારૂં છે, કારણ કે તેથી તે રૂહોને ઘણી ખુશી થાય છે. વળી તે વખતે ખેરાત કરવાથી તે અરવાહોને ઘણો સવાબ પહોંચે છે. હઝરત શાહ વલી ઉલ્લાહ સાહેબ મોહદ્દીસ દેહેલવી પોતાની ઝુબ્દતુન-નસાએહ નામની કીતાબમાં ફરમાવે છે કે બુઝુર્ગોની કબરોની ઝીયારત કરવી, તેમને સવાબ પહોંચાડવા માટે કુરાને શરીફની તીલાવત કરી દુઆએ ખેર કરવી, તથા ખાવાનું ખવડાવવું તથા શીરની વીગેરે વહેંચવી એ તમામ આલીમોના મત પ્રમાણે ઘણું નેક કામ છે. દેવબંદી આલીમોના પીર હાજી ઇમદાદુલ્લાહ સાહેબ પોતાની "ફૈસલએ હફ્ત મસાએલ" નામની કીતાબમાં ફરમાવે છે કે "સવાબ પહોંચાડવ,નું કામ ઘણું સારૂ છે અને ખાસ કરી જે

બુઝુર્ગોથી ફયઝ મળેલો હોય તેમનો તો તેને માટે વધારે હક છે. ઉરસોનો તરીકો જારી કરવામાં એ હેતુ છે કે તમામ સીલસીલાના લોકો એક તારીખમાં એકઠા થાય, એક બીજાથી મુલાકાત કરે અને બુઝુર્ગોની રૂહને કુરાન શરીફ પઢાવી તથા લોકોને ખાવાનું ખવાડી તેનો સવાબ પહોંચાડે. આને માટે દીવસ મુકરર કરવામાં ઘણા છુપા ભેદો છે જે જાહેર કરી દેવા ઠીક નથી. ખરી વાત તો એ છે કે કબરોની ઝીયારત ચાહે તો એકલા કે ચાહે તો બધા મળીને કરે તોએ બંને રીતે જાએઝ છે. કુરાને શરીફનો અને ખાવાનો સવાબ પહોંચાડવો પણ જાએઝ છે. તેમજ મસલેહતને ખાતર ઉરસનો દીવસ મુકરર કરવો પણ જાએઝ છે. વળી આ કામો બધા લોકો મળીને કરે તો પણ જાએઝ છે." વળી તેઓ સાહેબ ફરમાવે છે કે "ગુજરી ગએલાઓની અરવાહોને સવાબ પહોંચાડવાની બાબતમાં કોઇથી પણ વાંધો લઇ શકાય નહીં. આ કામને કોઇ સખસ ફરજ કે વાજીબ સમજે તો તે મના છે. વળી મસલેહતની ખાતર આને માટે કોઇ દીવસ નક્કી કરે તો પણ કાંઇ વાંધો નથી. જો કદાચ તેમાં કોઇ જાતની બુરાઇઓ દેખાય તો તે નરમાશથી સુધારવા કોશીસ કરવી જોઇએ, પણ આ નેક કામો રોકવા જોઇએ નહીં. હઝરત ગઉસ પાકની અગીઆરમી, શેખ અબદુલ હક દેહેલવીનો તાશો, હઝરત સાહ બુ અલી કલંદરની સેહમની, શબેબરાતનો હલવો, અને બીજા એવા સવાબ પહોંચાડવાના તરીકા પણ એજ કાએદા મુજબ છે." વિગેરે હાજી ઇમદાદુલ્લાહ સાહેબે પોતાની એ કીતાબમાં સાફ લખેલું છે.

વળી કેટલાક લોકોને વહાબી અકીદાવાળા એમ સમજાવે છે

કે કબરપર ફુલ ચઢાવવા દુરસ્ત નથી. પણ તેની પણ દલીલો મોજુદ છે. મિશકાત શરીફમાં લખેલું છે કે કોઇ બે કબરોપર અઝાબ થતો હતો તેથી હઝરત પયગમ્બર સાહેબે એક તાજી ખજુરીની ડાળી ભાંગીને બને કબરો ઉપર અડધી અડધી મુકી. સહાબાઓએ તેનું કારણ પુછ્યું તો પોતે ફરમાવ્યું કે મને આશા છે કે જ્યાં સુધી આ ડાળીઓ તાજી અને લીલી રહેશે ત્યાં સુધી તે કબરમાંના સખસો ઉપર અઝાબ–તકલીફ કમતી થશે. વળી બુખારી શરીફમાં છે કે હઝરત બુરેદા સહાબીએ પોતાની કબરપર ખજુરની બે લીલી ડાળી મુકવા વસીયત કરી હતી. આ ઉપરથી હઝરત મઉલાના શેખ અબ્દુલ હક મોહદ્દીસ દેહલવી સાહેબ ફરમાવે છે કે આ હદીસ કબરો ઉપર લીલી વનસ્પતી, પાંદડાં, ફુલ, ડમરો વીગેરે મુકવાની ચોખ્ખી દલીલ છે. વળી ફતાવા આલમગીરી, ફતાવા મવલાના અબ્દુલ હઇ, મજમઉલ બરકાત. કન્ઝુલ એબાદ વીગેરેમાં લખ્યું છે કે કબરોપર ગુલાબ વીગેરેના ફુલ મુકવાં એ કાંઇ નાદુરસ્ત નથી, પણ મુસ્તહબ છે. જ્યાં સુધી એ ફુલ લીલાં રહે છે ત્યાંસુધી ખુદાની યાદી કરે છે અને તેથી મઇયતની રૂહ ખુશ થાય છે, વીગેરે લખે છે. આવા સવાબ સમાએલા છે તેથીજ લોકો એ કામ કરે છે અને ઝીયારતો કરવા જાય છે.

લોકો બુઝુર્ગોના મઝારની ઝીયારતો કરવા જાય છે તેમને કેટલાક વહાબી અકીદાવાળા એવું કહીને ભડકાવે છે કે હઝરત રસુલે અકરમે ફરમાવ્યું છે કે તમે ત્રણ મસ્જીદોમાં જવાના ઇરાદા સીવાય કજાવો ન બાંધો. એટલે ઉંટને તઇયાર ન કરો. આનો અર્થ તેઓ ઉલટોજ કરીને લોકોને ધોકો દે છે અને બેધડક કહી દે છે કે ત્રણ મસ્જીદો સીવાય બીજે કોઇ ઠેકાણે જવા મુસાફરી કરવી જાએઝ નથી.

જો ત્રણ મસ્જીદો સીવાય બીજે જવા માટે સફર કરવી જાએઝ નજ હોય તો પછી યુરોપ, અમેરીકા, આફ્રિકા, ચીન, જાપાન વાગેરે કોઇપણ જગાએ મુસાફરી કરી જવાનું નાદુરસ્તજ ગણાય. વળી દીલ્હી, આગ્રા, દેવબંદ, સહાહનપુર, ભોપાલ વાગેરે ઠેકાણે પણ ન જઈ શકાય. પણ આનો અર્થ જે વહાબીઓ કરી લોકોને ઉલટું સમજાવે છે તે નથી. એની મતલબ તો જુદીજ છે. ત્રણ મસ્જીદો જે કહી છે તે મક્કામાં બયતુલ્લાહ (કાબા શરીફ), મદીનામાં મસ્જીદે નબવી, અને બેતુલ મુકદ્દસમાં મસ્જીદે અકસા એ છે. અને આ ત્રણે મસ્જીદોમાં નમાઝ પઢવાનો ઘણોજ સવાબ છે. દુનીયાની તમામ મસ્જીદોમાં નમાઝ પઢવાનો એકસરખો સવાબ છે. પણ આ ત્રણ મસ્જીદોમાં તમામ કરતાં વધારે સવાબ છે. મક્કામાં બયતુલ્લાહ શરીફમાં કોઇ એક રકાઅત નમાઝ પઢે તો તેને એક લાખ રકાઅતનો સવાબ મળે છે. મદીનામાં મસ્જીદે નબવીમાં એક રકાઅતનો પચાસ હજાર રકાઅત જેટલો સવાબ મળે છે, અને બેતુલ મુકદ્દસની મસ્જીદે અકસામા એક રકાઅતનો પચીસ હજાર રકાઅત જેટલો સવાબ મળે છે. આ ત્રણ મસ્જીદોમાં નમાઝ પઢવાનો સવાબ ઘણોજ છે. બાકી બીજી તમામ મસ્જીદોમાં એકગણોજ સવાબ છે. ઉપલી ત્રણ મસ્જીદોમાં નમાઝ પઢવાનો ઘણોજ સવાબ છે તેથી ત્યાં સફર કરીને જવાનું ફરમાવ્યું કે સવાબ વધારે મળે. અને બીજી મસ્જીદો માટે સફર કરીને નમાઝને માટે જવાનું ના કહ્યું. કારણ કે બીજી કોઇપણ મસ્જીદમાં નમાઝ પઢવાનો ઉપલી ત્રણ મસ્જીદો જેટલો સવાબ નથી. એનો અર્થ એજ થાય છે કે મસ્જીદમાં નમાઝ પઢવા માટે કજાવા બાંધવાની ફઝીલત ફકત ત્રણ મસ્જીદો માટેજ છે.

કીતાબે અથનીમાં છે કે શેખ ઝેનુદ્દીન સાહેબે ફરમાવ્યું છે કે આ હદીસમાં જે કજાવો બાંધવો ઉમદા કહેલો છે તે આ ત્રણુ મસ્જીદો માટેનોજ છે. બીજી મસ્જીદો માટેનો નથી. ઇલમ પઢવા, વેપાર કરવા, નેક લોકોની ઝીયારત કરવા, ભાઇઓની મુલાકાત કરવા વીગેરે માટે જવા કજાવો બાંધવો અને સફર કરવી એ કાંઇ મના નથી. બુઝુર્ગોની ઝીયારત કરવા જવા માટે સફર કરવા કોઇપણુ જાતની ઇસ્લામમાં જરાપણુ રોકટોક નથી. પણુ વહાબીઓના અકીદા તો એવા છે કે તેઓ બુઝુર્ગોની ઝીયારત કરવા જવાનું મના કરે છે એટલુંજ નહીં, પણ મસ્જીદે નબવી જ્યાં એક રકાઅત નમાઝનો પચાસ હજાર રકાઅત જેટલો સવાબ છે ત્યાં જવાની પણુ આડતરી રીતે મના કરે છે. મહાન પયગમ્બરના રોઝાપર જવાની મના એ મસ્જીદે નબવીમાં જવાની મના છે, કારણુ કે રોઝે મુબારક એ મસ્જીદને અડોઅડ છે. એ રોઝાની મોહબ્બત લોકોના મનમાંથી ઓછી કરવા માટે તો તેઓ પચાસ હજાર રકાઅતના સવાબવાળી મસ્જીદનો પણુ ખ્યાલ રાખતા નથી તો પછી બુઝુર્ગોની બીજી જગાનો તેઓ ખ્યાલ રાખે એ બનવા જોગજ નથી.

સુનત બએલહકીથી દારેકુતનીમાં રીવાયત છે કે મહાન હઝરત પયગમ્બર સ૦ ફરમાવી ચુકયા છે કે જે શખસ મારી કબરની ઝીયારત કરશે તેની ખુદા આગળ મારે શફાઅત કરવીજ પડશે; કારણુ કે તે કામ મારી ઉપર વાજીબ થઇ જશે. જે શખસ હજ કીધા પછી મારી કબરની ઝીયારતે આવશે તો તે ઝીયારત એવી ગણુાશે કે જાણે તેણે મારી મુલાકાત મારી હયાતીમાં કીધી. અને હજ કીધા પછી જે મારી કબરની ઝીયારતે તે નહીં આવશે તો

જાણે તેણે મારી ઉપર જુલમ કીધો એવું ગણાશે. જ્યાં આવો ચોખ્ખો મામલો છે ત્યાં બીજી દલીલની જરૂરજ શું છે! પણ જ્યાં કીંમતી ખ્યાલથી કામ લેવાઇ રહ્યું હોય તો પછી લોકો આગળ બનાવટી દલીલો કરી તેમને ઉલટે રસ્તે દોરતાં કયાં વાંધો આવે એમ છે?

આથી સાફ જણાય છે કે મહાન હઝરતના રોઝા મુબારક ઉપર હાજર થઇ તેમના મઝાર શરીફની ઝીયારત કરવી એ મહાન હઝરતને ખુશ કરવાનો અને પોતાને માટે ફાયદો મેળવવાનો ખાસ તરીકો છે. જે લોકો હજ પછી મદીને જવાના લોકોના જોશને ટાઢો પાડી દે છે તે ઉલટે રસ્તે દોરાએલા છે, અને ઇસ્લામના હરીફોનીજ મતલબનું કામ કરી રહ્યા છે. હઝરતની કબર શરીફની ઝીયારત કરવાનો ચોખ્ખો હુકમ છે એટલુંજ નહીં, પણ જે અલ્લાહના આશક બુઝુર્ગ અને વલી લોકો છે તેમની કબરોની ઝીયારત કરવાનો પણ હુકમ છે જે આ લેખમાં આગળ બતાવી દેવામાં આવ્યો છે. અને જે લોકો રોકે છે તે ઇસ્લામને નુકસાન પહોંચાડવાનુંજ કામ કરી રહ્યા છે.

બુઝુર્ગોની દરગાહ ઉપર જે ચીજોનો રીવાજ અસલથી ચાલતો આવે છે તેને માટે ઉપર આપણે કેટલાક આધાર અને દલીલો આપી ગયા છીએ અને તેના ભેદો અને ખુબીઓ પણ આગલા લેખોમાં બતાવી ગયા છીએ જેથી ભાઇઓ વીચાર કરી શકશે કે એ ચીજો વિરૂદ્ધ જે ચળવળો ચાલે છે તેમાં ભેદ જુદોજ છે. ઇસ્લામી શહેનશાહતે જે ચીજો જારી રાખી આપણા સુધી પહોંચાડી છે અને જેને માટે આધાર પણ ઉપર પ્રમાણે મોજુદ છે તો તેમાં શું ખુબીઓ હશે તેનો ભાઇઓએ ઉંડો વીચાર કરવાનો છે. બનાવટી લોકોના કહેવાથી ઉલટે રસ્તે દોરવાઇ જવાનું નથી પણ સમજીને કામ લેવાનું છે,

# ગફલતને લીધે આવેલા નતીજાનો પ્રત્યક્ષ દાખલો.

## ગુજરાતના મુસલમાનભાઇઓએ સમજવાની જરૂર.

(લી૦ ઇસ્લામી સેવક.)

[૭]

આગલા લખાણોથી આપણે ચોખ્ખી રીતે સાબીત કરી ગયા છીએ કે હઝરતની કબર શરીફની જયારત કરવી, બુજુરગોના કબરોની જીઆરત કરવી, ફાતેહા તથા નઝર ન્યાજ કરવી, માનત માનવી, પાકી કબરો બનાવવી, ગુંબજ બનાવવા વીગેરે દુરસ્ત છે એટલુંજ નહીં, પણ તેમાં ઇસ્લામને દેખીતા ફાયદા પહોંચાડવાની ઘણી બાબતો છે. આ વીશે મોટી મોટી કીતાબોના હવાલા તથા દાખલા દલીલો સાથે એ બાબતો દુરસ્ત હોવાના ઘણા રીસાલા સુન્નત જમાઅતના હનફી આલીમોએ ઉરદુમાં છપાવેલા પણ જયાં જુવો ત્યાં મળી શકે છે. વળી પાકી કબરો અને દરગાહો બનાવવી એ દુરસ્ત હોવાનો એક ઉમદા રીસાલો જનાબ મઉલાના મોલવી નુરૂદ્દીન સાહેબ અજમેરીનો પણ બહાર પડેલ છે જેમાં પાકી કબરો અને દરગાહોને નાદુરસ્ત બતાવનારાઓની તમામ દલીલો તોડી તેમને જડઆતોડ જવાબ આપવામાં આવ્યા છે. આ રીસાલો દીલ્હીમાં "હલકએ મશાયખ બુક ડીપો"માંથી ચાર આનામાં મળી શકે છે.

ઇસ્લામના હરીફોનો આ કબરો વીરૂદ્ધ પ્રોપેગેન્ડા હીન્દુસ્તાનમાં ચલાવવાનો ઉંડો હેતુ હતો. અને તેની જડ આજથી ઘણા

વરસ ઉપર અહીં નાંખવામાં આવી છે અને તેના કારણો આગલાં લખાણોમાં આવી ગયા છે. આ વીષેની હકીકત ખુલ્લી પાડવાનાં લખાણો કેટલાક સુન્ની આલીમો તથા મશાયખો તરફથી બહાર આવ્યા હતા પણ વહાબી અકીદાવાળાઓએ પઇસા ખરચ કરી તે લખાણોની વીરૂદ્ધ જબરી ચળવળ ઉભી કરી અને તે લખાણોની જે અસર થઇ હતી તે ઓછી કરાવી નાંખી. આથીજ હીંદુસ્તાનમાં બુજુરગોની કબરો તુટવાના સમાચાર આપણે પેપરોમાં વારંવાર વાંચ્યા કરીએ છીએ.

બુજુરગોની કબરો ઉપર ફાતેહા માટે કે નજર નીયાજ માટે કે ફુલ ચડાવવા માટે જવું એ સવાબનું કામ છે એટલુંજ નહીં, પણ જ્યાં એવી કબરો છે તેમનો તથા તેમને લગતી જમીનોનો વહીવટ પણ ઇસલામીઓના કબજામાં રહી શકે છે. અને જો એ ચીજોને નાદુરસ્ત સમજી ત્યાં જવાનું બંધ કરવામાં આવે છે તો તેનો કબજો અને ભોગવટો પણ મુદ્દત થઇ જવાથી ઇસલામીઓના હાથથી ચાલ્યો જાય છે. આવા ઘણા દાખલા બનેલા છે અને તે આવા વહાબી અકીદાઓનોજ નતીજો છે. હાલમાંજ આવો એક તાજો દાખલો અમદાવાદ શહેરમાં બનેલો છે જેની હકીકત મુંબઇના રોજીંદા પેપર 'હીંદુસ્તા'ના તા૦ માહે સપટેમ્બર ૧૯૨૪ના અંકમાં (અને બીજા પણ ઘણા પેપરોમાં) છપાએલી છે. "હીંદુવાડમાં મુંર લીમ કબરો." "કબજા માટે મુસલમાનોની ધમાલ." ;"પોલીસનો જાપ્તો" એવા ત્રણ મથાળાઓથી એવી ખબર બહાર આવી છે કે અમદાવાદમાં એક હીંદુ ગ્રહસ્થ અને કેટલાક મુસલમાનો વચ્ચે થોડા વખતથી ઝગડો ચાલે છે. મુળ બાબત એવી છે કે તે હીંદુ

મહસ્થના વાડામાં કેટલીક કબરો આવેલી છે, જે કબરોને મુસલ્માનો પોતાની સત્તામાં લાવવા જુંબેશ કરી રહ્યા છે. તેઓનું કહેવું એવું છે કે ઉરસ વીગેરે કેટલીક ધારમીક ક્રિયાઓ માટે તેઓને ત્યાં જવું પડતું હોવાથી હીંદુ મહસ્થે પોતાનો વાડો ખુલ્લો મુકવો જોઇએ. તે હીંદુ મહસ્થે તેમ કરવાનું કબુલ નહીં કરતાં સુલેહશાંતી સાચવવા પોલીસને ખબર આપી જે ઉપરથી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટે અને જીલ્લાના માજીસ્ત્રેટ (કલેકટર) મી૦ ગેરેટ ત્યાં આવી બંને પક્ષની હાજરીમાં તે જગાની તપાસ કરી અને બંને પક્ષોની ફરીયાદ સાંભળી તપાસ કરતાં કલેકટરને માલમ પડયું કે ઉરસની ધારમીક ક્રીયા કબરો પાસે જઇ કરવાની હોતી નથી. એ ઉપરાંત તે હીંદુ મહસ્થ તરફથી પહેલાં મુસલમાનોને ત્યાં જવા દેવામાં આવ્યા હતા એ પણ સાબીત નહીં થવાથી કલેકટરે આ મુકદમો સીવીલ (દીવાની) કોરટને લગતો છે એમ નક્કી કરી તે કબરો પાસે મુસલમાનોને જવાની સખ્ત મનાઇ કરી હતી. માણેક ચોક પોલીસ ચોકી પાસે એક હથીયારબંધ ટુકડીને સુલેહનો ભંગ ન થાય તે માટે રાખવામાં આવી હતી, વીગેરે હકીકત છાપાઓમાં બહાર આવી હતી. આ હકીકતથી માલમ પડે છે કે મુસલમાન કોમના બુઝુર્ગોની કબર આગળ ખુદ મુસલમાનોને જવાનો હક હવે રહ્યો નથી એમ કહેવામાં આવે છે. અને તેને માટે એ દલીલ બતાવવામાં આવે છે કે કબરો પાસે જઇને ઉરસની ક્રીયા કરવાની હોતી નથી, તેમજ તે ક્રીયા અમુક નક્કી કરેલે દીવસેજ કરવાની છે એવું નથી, તેમજ પહેલાં મુસલમાનોને ત્યાં જવા દેવામાં આવ્યા એવું નક્કી થતું નથી. હવે જો સુન્ની અકીદા પ્રમાણે કબરો પાસે જઇને ઉરસ કરવાની અને

સવક માટે દહાડો નક્કી કરવાની વાતને મજબુતીથી પકડવામાં આવી હોત અને મુસલમાનોને ત્યાં જવાની ખાહેશ તખતસર દેવાડી હોત તો આવું થાત નહીં. વહાબી અકીદાવાળાઓએ અહીં તો એવી હવા ફેલાવી છે કે ઉરસ કરવા કબરપર જવું નહીં, તેમ ઉરસ માટે દહાડો પણ નક્કી કરવો નહીં. આથી એવું થયું છે કે મુસલમાનોનો પોતાના બુઝુર્ગોની અસલ કબરો અને તેમને લગતી ઉમદા જમીનો ઉપરના કબજા ભોગવટાનો કીમતી હક પણ તેમને મળી શકે નહીં. જ્યારે વહાબી અકીદાવાળાઓએ મુસલમાનોને ઉરસ, ફાતેહા, નજર ન્યાજ વીગેરે કરતાં રોકયા અને કબરો ઉપર તે માટે જવાને શીરક અને બીદઅત બતાવ્યું તો આજે આ દહાડો આવ્યો અને હવે મુસલમાનોના વહીવટ વીશે સવાલ ઉભા થયા! જો ત્યાં વખતસર સુન્ની અકીદા પ્રમાણે મુસલમાનોને જવાની ખાએશ દેવાડી હોત તો આજે વહીવટનો સવાલ ઉપાડી શકાતજ નહી જો મુસલમાન ભાઇઓ મશાયખોના બોધ પ્રમાણે બુજુરગોની કબરો ઉપર ઉરસ કરવા નક્કી કરેલે દીવસે દર સાલ જાય તો તેમનો વહીવટ કાયમ રહે અને આવા ઠરાવ તેમની વીરૂધ્ધ થવા પામે નહીં. પણ વહાબી અકીદા વાળાઓ ઈસ્લામના દુશ્મનોના હીસાબ ઉપર કામ કરી મુસલમાનોને દેખીતા નુકશાનમાં નાખવાના ધંધા કરે તો પછી ગરીબ મુસલમાનોના કીમતી હકો નાબુદ થાય એ ઉઘાડું છે. પણ હવે મુસલમાન ભાઇઓએ ગફલતમાં રહેવાનું નથી પણ આંખ ઉઘાડીને ચાલવાનું છે. ઉરસ, ફાતેહા, નઝર ન્યાજ, મોલુદ શરીફ, અગીયારમી વગેરે જે બંધ કરવાનું કહેનારા લોકો છે તે ઇસલામના દુશ્મનો તરફનુંજ કામ કરનારા છે એ સમજી લેવાનું છે આ કામ તો સવાબના છે અને

તેમાં ઇસલામના બેહદ ફાયદા રહેલા છે. આથીજ કબરોની સાચવણી થઇ શકે છે અને કબ્રસ્તાનો આબાદ રહી શકે છે. નહીં તો બરડાઓનાં હાડકાં પણ ખોદાઇ જશે. આવા નેક કામોને મના કરનારા ઘણીએ શરીઅત વિરૂદ્ધની વાતો ખુલ્લી રીતે કરી રહ્યા છે અને બીજાઓને બુરા કહેવા તૈયાર થાય છે! આ નેક અને ઇસ્લામને ફાયદો પહોંચાડનારાં કામ તોડવા માટે પગારદાર માણસો રાખવામાં આવ્યા છે અને તે એવાજ વાએજો કરે છે અને એવાજ રીસાલા છપાવે છે. મશાયખો તેમની ચાલાકીઓ ઉઘાડી કરી દે છે અને તેમની વાત ચાલવા દેતા નથી એટલે તેઓ મશાયખોને બુરા ભલા કહે છે. પીરોની વિરૂદ્ધ હાલ જે વાતો બહાર પડી રહી છે તે ઘણે ભાગે આજ કારણને લીધે છે. પીરોજ આવા પગારદાર વહાબી અકીદાવાળાઓનું ચાલવા દેતા નથી, અને લોકોને તેમના કાબુમાં આવવા દેતા નથી, એટલે તેમની જાહેર પેપરોમાં પણ બુરાઇ કરવામાં આવે છે અને સભાઓમાં પણ તેમને માટે હલકા શબ્દો વાપરવામાં આવે છે. પણ આનું કારણ એજ છે કે તેઓ લોકોને કબરોથી ખસવા દેતા નથી. પીરોને હલકા પાડવા માટે તો તેમણે બનાવટી પીરો ઉભા કરી લોકોને ઠગ્યા, તેમની ઓરતો નસાડી, અને એવાંજ હલકાં કામો પીરોના નામથી કરાવ્યાં કે લોકો એમ જાણે કે પીરો આવાં ખરાબ હોય છે. પણ એ સઘ ધંધા એવાજ લોકોના હતા. આ બધી બાબતો હવે ઉઘાડી પડી ગઇ છે અને લોકો જાણી ગયા છે. હવે એ વહાબી અકીદાવાળાઓ ઘણુંએ જોર મારે છે પણ હવે તેમનું કાંઇ પણ ચાલી શકતું નથી. કારણ કે તેમના કાવત્રાં તેમનાં મોટા સરદાર ઇબ્ન સઉદના કામોથી હવે ઉઘાડાં પડી ગયાં

છે. હવે આ બોકાએ જુદો રસ્તો લીધેલો છે અને તે એ છે કે હવે તેઓ બહારથી ઇમ્ન સઉદનું બુરૂં બોલવા લાગ્યા છે અને તેમાં તેમની મતલબ એ છે કે લોકો પોતાથી ખસી ન જતાં વળગેલા રહે અને પછી તેમની પાસે ધારેલું કામ કરાવવા ઠીક પડે. આમાં ચાલબાજી છે. કારણ કે તેઓ તેના અકીદા તો જાણતા હતા કે તે વહાબી છે છતાં તેની પેટ ભરીને તારીફ કરતા હતા અને લોકોને તેની તરફ દોરતા હતા. તેના કબરો તોડવાના પાપી કામને પણ સંતાડવા તેમણે ઘણા તરફડીઆં માર્યાં, પણ જ્યારે મામલો તદન ઉઘાડો થઇ ગયો ત્યારે તેમણે બીજો રસ્તો લીધો અને પાઘડી ફેરવી. પણ યાદ રાખવું જોઇએ કે ઝેર તે ઝેરજ છે! તે કદી અમૃત થવાનું નથી!

ગુજરાતમાં આ વહાબી અકીદાવાળા પગારદાર એજન્ટોએ કેટલેક ઠેકાણે પોતાની જીભની ચાલાકી અને કલમની ચતુરાઇથી પોતાની અસર ચોટાડેલી છે. પણ ભાઇઓએ આપણા આગલા લખાણમાં આપેલા ફરેલા આલીમો વિગેરેના બાસઠ વરસના જુના દસ્તાવેજી પુરાવાથી ચોક્કસપણે સમજી જવું જોઇએ કે તેઓ કેવા ધંધા કરી રહ્યા છે. આ પુરાવા કાંઇ નાના સુના નથી, પણ ખાસ આધારવાળા અને એ પણ આજથી ચાલીસ વરસ ઉપર લખાએલા છે જેને માટે જરાપણ શકની ગુંજાએશ નથી. આવી મજબુત અને ચોક્કસ સાબીતીઓ આપ્યા છતાં પણ જો એ વાત ભાઇઓને બેલાઓની ચાલાકીને લીધે દમ વગરની અને નકામી માલમ પડે તો તેમની મરજી. પણ યાદ રાખવું જોઇએ કે તેમના પગારના દેખાવથી અને કલમ તથા જીભની ચાલાકીથી ભુલા પડવાનું નથી. જો આંખનાઇ

જઇશું અને ગફલતમાં રેહીશું તો તેઓ સુધારાના નામે આપણા ગરીબ બાપદાદાઓના હાડકાં પણ ખોદાવીને રઝળતાં કરી નાંખશે અને પરિણામે આસમાની બલા નાઝીલ થશે. ખુદા એવા કહેર અને ગજબથી આપણને બચાવે. આમીન.



## કબરોની ઝીયારત મહાન હઝરત્ કરતા હતા.



## પીર, ઉસ્તાદ, માબાપ અને વલીની કબરોનો ખાસ ખ્યાલ રાખવા સબારણુ.



## વ્યાજ હલાલ થઇ જાય તો નઝર ન્યાઝ શા માટે હરામ?

( લી૦ ઇસ્લામી સેવક. )

( ૮ )

વલી લોકોની કબરો ઉપર દરગાહ બનાવવી, ત્યાં ફાતેહા કે નઝર ન્યાઝ માટે જવું, કબર ઉપર ફુલ અથવા ફુલની ચાદર ચઢાવવી, ઉરસ કરવા, મોલુદ શરીફ કે અગીઆરમી શરીફ કરવી, વિગેરે વાતોની મનાઇ નથી. કારણ કે તે કામો સવાબના છે, જેની હકીકત આપણે આગળ બતાવી ગયા છીએ. વળી મનસુરે સુન્નુતીમાં લખ્યું છે કે મહાન હઝરત પયગમ્બર સ૦ અને તેમના અસહાબો હર વરસ કબરો પર જતા હતા. હઝરત અનસ બીન માલીકથી રીવાયત છે કે મહાન હઝરત સ૦ દર વરસ મકકાની નજીક "ઓહોદ"

પહાડ આગળ જે શહીદોની કબરો છે ત્યાં જતા અને સલામ કરી તેમાં સુતેલાઓને કહેતા કે "સલામ હોજો તમારી ઉપર કે તમે સબર કરી અને તમારી હમેશની આરામગાહ જન્નત છે." આ વાત ની ઇબને જરીરે પણ મોહંમદ બીન ઇબરાહીમથી રીવાયત કરેલી છે અને ત્યાં સુધી કહયું છે કે મહાન હઝરત સ૦ ના અસહાબો પણ આ સુંન્નત પ્રમાણે અમલ કરતા હતા. મહાન હઝરત સ૦ પોતાના અસહાબોને ફરમાવતા કે "કબરવાળાઓની ઝીયારત કરો અને તેમને સલામ કરો."

આ ઉપરથી અસહાબોએ અરજ કરી "યા રસૂલુલ્લાહ ! (સ૦)શું મુરદા સાંભળે છે ? પોતે ફરમાવ્યું કે હા, તેમની અરવાહો સાંભળે છે. હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસથી રીવાયત છે કે એક વખત મહાન હઝરત બે કબરોની બાજુમાંથી પસાર થતા હતા કે જેમાં અઝાબ થઇ રહયો હતો. પોતે તે વખત ખજુરની એક ડાળી લઇ તેના બે ભાગ કર્યા અને એકેક કટકો તે કબરો ઉપર મુકી દીધા. અસહાબોએ આમ કરવાનું કારણ પુછયું તો પોતે ફરમાવ્યુ કે આ ડાંખળીઓ જયાં સુધી લીલીં રહેશે ત્યાં સુધી તે કબરોમાંના અઝાબમાં કાંઇક ઘટાડો કરવામાં આવશે. કારણ કે તે ડાંખળીઓ જયાં સુધી લીલી રહેશે ત્યાં સુધી ખુદા પાકની ઇબાદત કરશે. આથી સાફ જણાય છે કે કબરો ઉપર લીલાં પાદડાં, ફુલ વીગેરે મુકવું સુંન્નત છે. ખુશબોદાર ફુલ તો ઉમદા ચીજ છે. અને તેનું સુંઘવું સુન્નત છે એટલુંજ નહીં, પણ તે વખતે દુરૂદ શરીફ પડવાનો પણ હુકમ છે.

"ફતાવાએ-અઝીઝીયા" નામની કીતાબમાં જનાબ શાહ અબ્દુલ અઝીઝ મોહદીસ દેહેલ્લી સાહેબે લખેલું છે માબાપ, ઉસ્તાદ

–ગુરૂ, અથવા કોઇ વલી–બુજુર્ગની કબરને બોસો દેવો–ચુમવી એ દુરસ્ત છે. તેઓ પોતે પણ એજ પ્રમાણે પોતાના વાલીદની કબરને બોસો દીયા કરતા હતા. આ શાહ સાહેબ એક મોટા જબરજસ્ત આલીમ હતા. જો કબર ચુમવાની વાત બુરી હોત તો તેઓ કદી એવું લખત નહીં. "કેફાયા શેઅબી" નામની કીતાબમાં લખ્યું છે કે માબાપની કબર ચુમવામાં કોઇ જાતનો વાંધો નથી. તેમાં એ પણ વાત લખેલી છે કે એક દીવસ એક માણસે મહાન હઝરત પયગમ્બર સ૦ પાસે આવી અરજ કરી કે મેં પ્રતીજ્ઞા લીધી છે કે જન્નતના ઉમરાને અને તેમાંની હુરોને બોસો દઉં. તો પોતે ફરમાવ્યું કે તારી માના કદમ–ચરણને અને બાપના ચહેરાને બોસો દે. તેણે પુછ્યું કે જો માબાપ ન હોય તો? પોતે ફરમાવ્યું કે તે જીવતા ન હોય તો તેમની કબરોને બોસો દે મઉલાના શાહ અબ્દુલ હક મોહદીસ દહેલવી સાહેબ પોતાની "માસબ્બતા–બીસ સુન્ના" નામની કીતાબમાં ફરમાવે છે કે ખરૂં અને બહેતર એ છે કે રબીઉલ અવ્વલ (મોલુદોના) મહીનામાં હઝરતની જીક્ર કરવામાં આવે અને મોલુદ શરીફ પઢવામાં આવે. વળી એક દીવસ મુકરર કરી કોઇ વલી–પીર અથવા ઉસ્તાદ અથવા માબાપની કબર પર લોકોને બોલાવવામાં આવે અને ત્યાં કુરાને શરીફ અથવા દુઆ વીગેરે પઢી તેનો સવાબ બક્ષવામાં આવે તો ઘણું સારૂં છે. જો કબરોની ઝીયારત કરવાનું નાદુરસ્ત હોય તો મહાન હઝરત સ૦ અને તેમના અસહાબો તે કરત નહીં અને કરવાનું કહેત પણ નહીં. આ સીવાય નઝર ન્યાઝ જે કરવામાં આવે છે તે બુજુર્ગોની પાક રૂહોને સવાબ પહોંચાડવા માટે કરવામાં આવે છે, કાંઇ તેમની ઇબાદત ગણીને કરવામાં આ

વની નથી. ઇબાદત તો ઇસ્લામમાં ફક્ત એકજ પાક પરવરદીગારની કરવાનો હુકમ છે. મુસલમાનો એકજ ખુદાને અલ્લાહ માને છે અને તેનીજ ઇબાદત કરે છે. તેઓ બીજાની ઇબાદત કરતાજ નથી પણ એતો વહાબી અકીદાવાળાઓ તેમને નકામા બદનામ કરે છે. અને તેમ કરી તેમને કબરોથી ઇસ્લામને મળતા ફાયદાઓથી અલગ પાડે છે, જેથી દુશ્મનોની મતલબ પાર પાડે છે.

કોઇ માણુસ વળી એમ કહીં દલીલ કરશે કે આ લખાણોમાં જે રીવાયતો બયાન કરેલી છે તે ઝઇફ છે. એવું તો છે નહીં. આ તો પોતાની વાત આગળ લઇ જવાનો એક ઢંગ છે. તમામ લોકો કાંઇ હદીસોની હકીકતોથી પુરેપુરા માહીતગાર હોતા નથી, એટલે એમની આગળ એ વાત મુકી દે છે કે લોકો આગળ ચાલતા અટકી જાય. આ હેતુથીજ વહાબી અકીદાવાળા એવી દલીલ કરે છે અને લોકોને ધોકો દે છે. કદાચ ધારો કે એમના પોતાના કહેવા પ્રમાણે કોઇ રીવાયત ઝઇફ હોય તો પણ ઇસ્લામને જેથી દેખીતો ફાયદો થનો હોય તો તે ઉપર અમલ કરવાને ઇસ્લામ ક્યારે મના કરે છે! આવા ઉઘાડા ફાયદા માટે ઝઇફ રીવાયત ઉપર અમલ કરવામાં ગુન્હો તો થતોજ નથી તો પછી તેને માટે મુસલમાનોને "બદઅતી," 'મુશરીક" અને ''કબર પુજુ"નાં ઇલકાબો શા માટે આપવામાં આવે છે એ સમજાતું નથી. આલીમોનો એક ગીરોહ તો "બીદઅત એન્ડ શીરક મેન્યુફેકચરીંગ કંપની"જ છે અને રાત દહાડો એજ ધંધા કરે છે. પણ તેઓ એ નથી સમજતા કે ખીલાફતની ચળવળ ચાલતી હતી ત્યારે તેમણે શું નથી કર્યું? આ ચળવળમાં દેવબંદ, દીલ્હી, સહારનપુર, ભોપાલ વિગેરેના મોટા મોટા સાડી ચારસો

જેટલા આલીમો સામીલ હતા. ખીલાફતની ચળવળ વખતે ગાંધીજી જેવા એક મુશરીકની આગેવાની તેમણે દીની કામમાં કબુલ કરી હતી, આગેવાનોના સરઘસો ઝંડાઓ સાથે વાજતે ગાજતે નીકળ્યા હતા, "બંદેમાતરમ"નું હિંદી ગીત ગવાતું ત્યારે બીજા લોકો સાથે આલીમો પણ તેના માનની ખાતર ઉભા થતા. મીસીસ નાયડુ, સરલાદેવી ચઉધરાણી, બાઇ અન્સુયા વિગેરે જેવી ઓરતો આલીમોની સામે જલસાઓમાં ઉઘાડા છોગે આવતી. યઓમુલ ગાંધી, યઓમુલ્ અલી બીરાદરાં, ઇદે કમોલીઆ જેવા જશોનોના દીવસો મુકરર થયા, અને ભારે ધામધુમ સાથે રોશનીઓ થઈ. અંગ્રેજી ખીતાબો નહીં છોડી દેવા માટે મુસલમાનોની લાશોને જબરાઈથી ઇસ્લામી કબ્રસ્તાનોમાં દફનાવતી રોકવામાં આવી. નાટકો, સીનેમા, બાએસકોપ, વિગેરેના ખેલ કરનારા વગેરે પાસેથી પણ ખીલાફત ફંડમાં પઇસા લીધા. વિલાયતી લુગડાંથી નમાઝ જાયઝ નથી એવી હકીકત બહાર પાડી લાખો રૂપીઆનાં વિલાયતી લુગડાં કોઇ ગરીબોને પણ નહીં આપતાં નકામાં બાળી દીધાં. ખીલાફતનો ઝંડો જે સુએજથી તાર દઇને હિંદુસ્તાનમાં લાવવામાં આવ્યો હતો તેને મોટા ઠાઠમાઠથી અને માનથી હિંદુસ્તાનના મોટા મોટા શહેરોમાં ફેરવવામાં આવ્યો. ગાઝી અનવરપાશાની વફાત જાહેર થઇ ત્યારે ગાયબાના તેમના જનાઝાની નમાઝ અહીં પઢાઇ અને ફાતેહા ખ્વાની પણ થઇ એટલુંજ નહીં, પણ જે જે ઇસ્લામીઓ યુરોપની લડાઈમાં શહીદ થયા તેમની પાછળ પણ અહીં હિંદુસ્તાનમાં ફાતેહા ખ્વાની થઇ. સરકારી નિશાળોમાં ભણવા જવાનું, સરકારી અદાલતોમાં વકીલાત કરવાનું, સરકારી નોકરીમાં જોડાવાનું મના કરી દેવામાં આવ્યું. આટલી આટલી

બાબતો એ મોટા આલીમોએ ચાલવા દીધી અને ઇસ્લામની બેહતરીને લીધે આ કામો થાય છે એવું બતાવ્યું. ઇસ્લામની બેહતરીના નામે તેમણે શું નથી કર્યું? અને શું નથી ચાલવા દીધું! આટલું બધું થાય તો કાંઇ નહીં અને કબરેનો ખ્યાલ જે ઇસ્લામના ખાસ ફાયદાની વાત છે તે "શીરક"! હજુ પણ આલીમો જયારે આફ્રિકા ઉઘરાણા કરવા જાય છે ત્યારે પાસપોર્ટ માટે પોતાની છબી પડાવે, પોતાની ચીજોના વીમા ઉતરાવે, ઇલમની ઉજરત લે, ભીખ માંગે, બેંકનું વ્યાજ ઇસ્લામનો બેહતરીના નામે હલાલ કરી નાંખે તો કાંઇ નહીં, અને કોઇ નઝર ન્યાઝ કરે તો તે ગુન્હેગાર! તેમને આફ્રીકા જવાની કાંઇ મજબુરી હોતી નથી. ફક્ત વધારે પઇસા માંગવાના ઈરાદાથી જાય છે. પોતાના માટે તો આ બધાં કામો દુરસ્ત થઇ જાય છે અને બીજી વાતોમાં બીદઅત અને શીરક આવીને ઉભું રહે છે! ખીલાફતના લાખો રૂપીઆ ધરમાદાના ખવાઇ જાય તો કાંઇ નહીં અને કોઇ મુંજાવર કે ફકીર થોડી નઝર ન્યાઝ લે તો તે બુરૂં! આટલી બધી વાતોને ચલાવી લેનારા આલીમો સારા! અને ફાતેહા પઢનારા, અને મોલુદ શરીફ અને અગીયારમી શરીફ કરનારા બુરા! કયાં છે હક પરસ્તી? પણ હવે આ બધી વાતો આપણા ભાઇઓ સારી રીતે જાણી ગયા છે.

આગળના તમામ લખાણોમાં જણાવ્યા પ્રમાણે કબર જે ઇસ્લામને ખાસ ફાયદો પહોંચાડનારી ચીજ છે તેનો ખ્યાલ લોકોના મનમાં તાજો રાખવા માટે ફાતેહા, નઝર ન્યાઝ, ઉરસ વિગેરે ચીજો ઘણીજ ઉપયોગી છે, વળી તે દુરસ્ત હોવાને માટે આપણે આગળ મજબુત દલીલો અને કીતાબોના હવાલા પણ આપી ગયા છીએ. આટલું છતાં પણ જો એ વાતો ખામુંખા તોડવી હોય તો ભાઇઓની મરજી!

વ્યાજ હલાલ હોવાને માટે એક પણ દલીલ નથી તો પણ તેને કોમની બેહતરીના નામે મોટા મોટા આલીમોએ હલાલ કરી નાખ્યું અને કબરોની હીફાઝત માટે ઉમદા ઉમદા આધારવાળી દલીલો આપી તેના દેખીતા ફાયદા બતાવ્યા તો પણ ન માનવું હોય તો ભલે ! પણ યાદ રાખવું જોઇએ કે કબરો વાશેનો લોકોના મનમાંથી ખ્યાલ મટાડવાની જે ચળવળ છુપી રીતે ચાલી રહી છે તેનો નતીજો ઇસ્લામને માટે ઘણોજ નુકસાનકારક નીવડવાનો છે. માટે ભાઇઓએ ચેતીને ચાલવાનું છે. ઇસાઇ પાદરીઓના પગાર ખાઇને કેટલાક આલીમો તેમની તરફનું કામ કરી રહયા છે એ આપણે જુના દસ્તાવેજી પુરાવાથી ચોખી રીતે સાબીત કરી ચુક્યા છીએ. એટલે તે વાશે હવે વધારે કહેવાની જરૂર નથી. વળી અમદાવાદમાં મુસલમાનોનો વહીવટ નહીં હોવાનો સવાલ ઉભો કરી ઇસ્લામી બુજુરગોની કબરો ઉપર તેમને જવાનો હવે હક નહીં હોવાનો ફેંસલો મળ્યો છે એ પણ આપણે તાજી હકીકતથી બતાવી આપ્યું છે. આ બે દાખલા આપણી આંખો ઉઘાડવા માટે પુરતા છે. વહાબી અકીદાવાળાઓની ચળવળને લીધે આપણી હજારો કબરો નાબુદ થઇ ગઇ છે, અને તેમના અંગની સેંકડો કીમતી જમીનો પણ બીજાઓના હાથમાં ગઇ છે. આને લીધે ઇસ્લામી તબલીગને પણ જબરો ધોકો પહોંચ્યો છે. આ નુકસાન કાંઇ જેવું તેવું નથી.

કબરો આગળ શીરક થાય છે એવો ખ્યાલ લોકોમાં ફેલાવનારાઓને લીધેજ આ બધું થવા પામ્યું છે એવું તમામ સંજોગોથી હવે સાફ જણાઈ આવે છે. એક તરફથી જમાનાની હવા જોઇ તેઓ "તબલીગ" "તબલીગ" ના પોકારો પણ કરતા જાય છે,

અને બીજી તરફથી તબલીગના જે મુખ્ય સાધનો છે તે તોડવાની કોશીશો પણ કરી રહ્યા છે! તેઓ જમાનામાં જે ચળવળ ઉભી થાય છે તેમાં હીકમતથી ઝટ શામીલ થઇ જાય છે અને લોકોને હમેશાં હાથપર રાખી પોતાની મતલબનુંજ કામ કરે જાય છે. આવા લોકો જયાં પેદા થયા હોય ત્યાં ઇસ્લામ ફાયદાની શું આશા રાખી શકે? ખીલાફત તોડી, ઇબ્ન સઉદ–વહાબી સરદારને હેજાઝનો બાદ શાહ બનાવ્યો, વીગેરે વાતોના મુળમાં આ લોકોજ હતા. એ લોકો ઇબ્ન સઉદની તરફેણમાં હતા અને તેનેજ ટેકો આપતા હતા. હવે ઉબ્ને સઉદે અંગ્રેજી સલતનતને ગુલામી ખત લખી આપ્યું ત્યારે લોકોએ જાણ્યું કે આ લોકો ઇબ્ને સઉદ માટે જે ચળવળ ચલાવતા હતા તેનો હેતુ જુદોજ હતો! હવે જયારે તેમને એ વીશે કહેવામાં આવે છે તો તેઓ જવાબ આપે છે કે હમે ઇબ્ને સઉદને એવો ધારતા નહોતા! ચાલો થયું! જે કામ કરવાનું હતું તે કરી લીધું! હવે જે થવાનું હશે તે થશે! મ્હોડેથી તેનું ખોટું બોલવાનો દેખાવ થઇ રહયો છે અને અંદરથી હજુ પણ તેના લાભનીજ વાતો કરવામાં આવે છે. આ સઉ મુસલમાન ભાઇઓને ધોકો દેવાનીજ ચાલબાજીઓ છે. હજુ પણ એ વહાબી અકીદાવાળા તો એજ કહે છે કે ફાતેહા દુરૂદ, નઝર ન્યાઝ, ઉરસ, મોલુદ શરીફ, અગીયારમી શરીફ, વીગેરે કરવી દુરસ્ત નથી. હજુ પણ તેઓ કયાં પોતાની વાત છોડે છે. ઘણા ગામોમાં અને ઘણા મહોલ્લામાં આ નેક વાતો હજું પણ બંધજ કરવામાં આવે છે. આ વાતો ચાલું હતી ત્યારે દુવાઓના અસર જારી હતા અને લોકો ઘણા સુખી હતા. પણ જયારથી આ નેક વાતો એ લોકોએ બંધ કરાવી છે ત્યારથી મુશ્કેલીઓ, હાડમારીઓ

અને તકલીફો ઉભી થઇ છે. ધંધા રોજગારમાંથી પણ બરકત ઉઠી ગઇ છે. આ બધું એ નેક વાતો બંધ થઇ જવાનુંજ પરીણામ છે. એક તો આવી નેક વાતો બંધ કરાવી દીધી અને બીજું આપણી પાસેથી હજારો રૂપીઆ ખેરાત ખાતે લઇ જઇ આપણાજ પઇસાથી વહાબી અકીદાઓની કીતાબો છપાવી લોકોમાં ફેલાવે છે અને ઇમાનનો બગાડો કરે છે. હજુ પણ જો આપણે નહી ચેતીએ તો વધારે તકલીફમાં તેઓ આપણને નાખશે અને વધારે હાડમારીઓ ઉભી કરશે માટે હવે જોઇ વીચારીને તથા આંખો ખોલીને ચાલવાનો વખત છે. તમે તમારે એ નેક વાતો જારી રાખો અને એને બંધ કરવા વીશે કોઇ પણ માણસ જરા પણ ઇશારો કરે તો તેને એજ વહાબી અકીદાવાળો સમજી તેનાથી અલગ રહો કે તેને આપણામાં એ ચેપ ફેલાવવાનો મોકો મળી શકે નહી. જો તેને તક આપશો તો તે જરૂર પોતાની જાળ પાથરશે અને એ બદ અકીદાવાળા ચેપ બધે ફેલાવશે. આ કોશીશ તો આપણેજ કરવાની છે. જો આપણે નહી કરીએ તો બીજો કોણ કરશે ? માટે એકદમ તઇઆર થાઓ અને એવા અકીદાઓનો એકદમ જડમુળથી નાશ કરો કે આપણી આબાદી થાય અને દેશ સુખી થાય.

[ મુંબઇ સમાચર. તા૦ ૧૨ મારચ ૧૯૨૭]



# મોટા બાદશાહોને કબરોનો ખ્યાલ કેવો હતો?

## નિઝામ સરકાર સંદલ ઉપાડીને ત્રણ માઈલ ઉઘાડે પગે ચાલ્યા.

---

## હેદ્રબંદી આલીમોના પેશવાનો કબર વીશે અભિપ્રાય.

### ગુજરાત અને કાઠીઆવાડે સમજવાની જરૂર.

(લી૦ ઈસ્લામી સેવક.)

[૯]

હીંદુસ્તાનમાં દીલ્હીની ગાદી ઉપર અકબર બાદશાહ થઈ ગયો છે તેના નામથી નો કોઈ ભાગ્યેજ અંજાણ હશે. તે જહાંગીરનો બાપ, શાહ જહાનનો દાદો અને અવ્રંગઝેબ—આલમગીરનો પરદાદો હતો. તે ઘણો બહાદુર કાબેલ અને હુશીયાર હતો. જેણ બાર વરસની ઉમરમાં પોતાના બાહુબળથી આખા હિંદુસ્તાનનું ગએલું રાજ પાછું મેળવ્યું હશે તેનામાં કેવી કાબેલીયત હશે તેનો વીચાર કરવાનો છે. તે એક ઘણોજ બુદ્ધિશાળી પુરૂષ હોવાથી તેણે પોતાના દરબારમાં શોધી શોધીને અકલવાન માણસો ભેગા કર્યા હતા અને તેઓ બધા એવા કાબેલ હતા કે તેમનો તે વખતે જોટો નહોતો. અબુલ ફઝલ અને ફઇઝી જેવા મોટામાં મોટા આલીમો તે વખતે તેના દરબારમાં હતા. આવા આલીમો ઇલમની રૂએ હિંદુસ્તાનમાં ગણત્રીનાજ થયા હશે. તે ઉપરાંત રાજા ટોડરમલ, બીરબલ, બહેરામખાન, મીરઝા અઝીઝ, કોકલતાશ, મુલાં દોપ્યાઝા, વીગેરે જેવા એવા કાબેલ માણસો તેના દરબારમાં

હતા કે તેમની આગળ કોઇની છાતી ફાટતી નહીં. અકબર બાદશાહની ઉમર જ્યારે ઘણી વધારે થવા લાગી અને કાંઇ ફરઝંદ તેને થયું નહીં ત્યારે તેણે મનમાં વીચાર કર્યો કે અજમેર શરીફ મહાન ખ્વાજા સાહેબના દરબારમાં બેગમોને લઇને પગે ચાલતા જવું અને ત્યાં જઇ તેમની દુવા લેવી. આગ્રાથી અજમેર શરીફ સાડી ત્રણસો માઇલ થાય છે તો તેટલો લાંબો પંથ તે પોતાની બેગમો સાથે પગે ચાલીને લગભગ બે અઢી મહીને અજમેર શરીફ પહોંચ્યો અને ખ્વાજા સાહેબના મઝાર મુબારક ઉપર હાજર થઇ દુવા માંગી. ખ્વાજા સાહેબે તેને રાત્રે ખ્વાબમાં બશારત આપી કે તને છોકરો થશે પણ તું ફતેહપુર સીક્રીવાળા હઝરત શેખ સલીમ ચીશ્તી છે તેમની ખીદમતમાં રહેજે અને તેમના ફરમાન પ્રમાણે ચાલજે. આ પ્રમાણે બશારત થવાથી તે હઝરત શેખ સલીમ ચીશ્તી સાહેબની હજુરમાં ગયો અને તેમનો મુરીદ થઇ તેમની સેવા કરવા લાગ્યો. ખ્વાજા સાહેબની દુવાની બરકતથી તેની બેગમને એક શાહઝાદો પેદા થયો અને બાદશાહની ઉમેદ પાર પડી. તે પછી આખી ઉમર બાદશાહે શેખ સલીમ ચીશ્તી સાહેબની ખીદમત કરી અને તેમના બોલ હમેશાં માથે ઉઠાવ્યા. હવે અહીં કહેવાની મતલબ એ છે કે જો આ પ્રમાણે પીરોની દરગાહો ઉપર જવાનું નાદુરસ્ત હોત તો બાદશાહ અકબર જેવો એક મોટો માણસ આગ્રાથી અજમેર શરીફ સુધી સાડી ત્રણસો માઇલ પોતાની બેગમો સાથે પગે ચાલીને જાત ? તે વખતો વખત અજમેર શરીફ જતો અને ત્યાં તેણે પોતાની યાદગારી તરીકે એક સારી મસ્જીદ પણ બનાવી છે જે "અકબરી મસ્જીદ"ના નામે ઓળખાય છે બાદશાહ શાહજહાં પણ ત્યાં જતા અને તેણે

પણ ત્યાં એક આલીશાન મસ્જીદ બંધાવી છે. તે ઉપરાંત બાદશાહ આલમગીર—અઉરંગઝેબ પણ ત્યાં જતા હતા અને તેમણે પણ પોતાની યાદગીરી તરીકે એક ઉમદા મસ્જીદ બંધાવી છે. અને આ આલમગીરી મસ્જીદ તો ખ્વાજા સાહેબની દરગાહ શરીફના લગોલગ છે, બલકે દરગાહ શરીફની ઉત્તર દીશા તરફની દીવાલને અડીને તે મસ્જીદ છે. ખ્વાજા સાહેબની દરગાહ શરીફ ઉપર મોટા મોટા ઇસ્લામી બાદશાહો જતા હતા અને ગીલાફ, ઝુમ્મર, હાંડીઓ વીગેરેની કીંમતી ભેટ ચઢાવતા હતા. અને બીજી પણ ઘણી નાદર ચીઝો નઝર કરતા હતા જેમાની ઘણીખરી તો હમણા પણ ત્યાંના તોશાખાનામાં પાકી સનદ સાથે આબાદ અને મોજુદ છે. જેને શક હોય તે દરગાહ શરીફના મુતવલ્લી સાહેબ પાસે જઇને ખાત્રી કરી શકે છે. દીલ્હીની ઇસ્લામી સલતનત તો ચાલી ગઇ પણ ખ્વાજા સાહેબનો બાદશાહી દરબાર હજુ સુધી પણ તેવીજ જાહોજલાલીમાં છે. અને હમેશાં કાયમજ રહેશે. આ મહાન બુઝુર્ગના ઉરસ શરીફમાં લાખો માણસો દર વરસે ભેગા થાય છે અને ઇસ્લામી જોશ સાથે કોમનું સંગઠન મજબુત કરે છે. એટલે એ ઉરસ પણ ઇસ્લામના હરીફોને ઘણો ખટકે છે અને એથીજ કેટલાક આલીમો તરફથી એમ કહેવામાં આવે છે કે ઉરસોમાં જવું ઠીક નથી કારણ કે ત્યાં બીદઅત અને શીરકના કામ થાય છે!

મઉલાના હાજી ઇમદાદુલ્લાહ સાહેબ જે મોલવી અશરફઅલી સાહેબ થાનવી તથા તમામ દેવબંદી આલીમોના પીર હતા તે પોતાની "ઝીયાઉલ-કુલુબ" નામની કીતાબના છેવટના ભાગમાં લખે છે કે "માણસે મગરૂરી કરવી ન જોઇએ, અને પોતાને સારો કે અઢીઆતો ગણવો ન જોઇએ. પણ તેણે અઉલીયાઓ અને મશાયખોની કબરોની

ઝીયારતથી મુશરફ થવું જોઇએ અને ફુરસદની વખતે તેમની કબરોપર જઇને રૂહાનીયતથી તેમના તરફ ધ્યાન લગાડવું જોઇએ, અને તેમની હકીકતને પોતાના મુરશદ-પીરની સુરતમાં-ખીયાલમાં લેવી જોઇએ. વળી તેણે કોઇ કોઇ દીવસ બીજા મુસલમાન ભાઇઓની કબરોપર જઇને પોતાની મોત યાદ કરવી જોઇએ અને તેમને કોઇ ચીજથી સવાબ પહોંચાડવો જોઇએ. મુરશદના હુકમ અને અદબને ખુદા અને રસુલના હુકમ અને અદબને ઠેકાણે સમજવાના છે. કારણ કે મુરશદ એ ખુદા અને રસુલના નાયબ છે," વીગેરે હાજી સાહેબે ચોખ્ખું લખેલું છે. વળી તેમણે પોતાની "ગીઝાએ-રૂહ" નામની કીતાબમાં પાંચમાં તથા છઠ્ઠા પાને પોતાના પીરની કબરની તારીફ કરતાં લખ્યું છે કેઃ—

"અહ્લ-ગરઝ જો રાહે હક મતલુબ હય.
જા કદમ લે દોડ મેરે પીર કે.
ગરચે યાંસે કર ગએ હેં ઇન્તેકાલ.
ફઇઝ બાતીન હે વલે ઉનકા બહાલ.
બલ્કે સો ચંદ ઇસ્સે હે નુરે ઝીયા.
ક્યું કે પરદા જીસ્મકા ભી ઉઠ ગયા.
અબતો બેશક વો સરાસર નુર હે.
નુર હય સાયેસે બીલકુલ દુર હય.
* *
જીસકો હોવે શઉક દીદારે ખુદા,
ઉન્કે મર-કદકી કરે ઝીયારત વો જા.
* *

એતેકાદે દીલસે જો જાવે વહાં,
ઉસપે સબ ઇસરાર બાતીન હો અયાં.
દેખતે હી ઉસકો મુજકો હે યકીન.
ઉસકો હો દીદારે રબ્બુલ આલમીન.

ઉપર પ્રમાણે દેવબંદી આલીમોના મોટા પીર લખે છે અને પોતાના પીર જે આજથી ૯૦ વરસ ઉપર થઇ ગયા છે તેમની કબરની તારીફ કરે છે અને એટલે સુધી કહે છે કે મારા પીરની કબરની જે ઝીયારત કરે છે તેને ખુદાના દીદાર થઇ જાય છે. જો હાજી સાહેબના પીરની કબરમાં આ ખુબી તેમના લખ્યા પ્રમાણે હોય તો પછી તેમનાથી ઘણાજ દરજ્જે મોટા વલી લોકોની કબરોની ઝીયારતમાં કેટલા બધા ફાયદા હશે તે જોવાનું છે. પણ જ્યાં બીજાઓના પગાર ખાઇને તેમનીજ ખાહેશ પ્રમાણે કામ કરવું હોય તો પછી ગમે તેટલો ઇસ્લામનો ફાયદો હોય તો પણ શું કામનો !

વળી હાજી ઇમદાદુલ્લાહ સાહેબ પોતાની "શમાએમે–ઇમદાદીઆ" નામની કીતાબમાં પોતાના પીર જનાબ "નુર મોહંમદ" સાહેબ વાસ્તીથી મદદ માંગે છે એમ તેમના એક કસીદાથી સાફ જણાય છે. તેઓ લખે છે કે:—

આસરા દુનીયામેં હે અઝ બસ તુમારી ઝાતકા,
તુમ સીવા અઉરંસે હરગીઝ કુછ નહીં હે ઇલતીજા;
બલ્કે દિન મેહશરકે ભી જીસ વક્ત કાઝી હો ખુદા,
આપકા દામન પકડ કર યે કહુંગા બરમલા;
અએ શહે "નુરે મોહંમદ" વક્ત હે ઇમદાદકા.

ઉપર પ્રમાણે હાજી ઇમદાદુલ્લાહ સાહેબ પોતાના મરહુમ પીરથી મદદ માંગે છે અને કયામતના દીવસે પણ તેમનીજ મદદ

ઉપર ભરોસો રાખી રહ્યા છે. જો આવી વાતો શીરકની હોય તો દેવબંદી આલીમોના આ મોટા પેશવા સઉથી પહેલાં શીરકમાં પકડાય છે !

તા૦ ૭ મી જુન ૧૯૨૬ ના "મુંબઇ સમાચાર" માં એવી ખબર બહાર પડી છે કે હેદરાબાદના નામદાર નિઝામ સરકાર હઝરત ખ્વાજા બંદે નવાઝ સાહેબના ઉરસ વખત પોતાના માથા ઉપર સંદલ લઇને ઉઘાડે પગે ત્રણ માઇલ ચાલીને દરગાહ શરીફ ઉપર ગયા હતા. સંદલનું સરઘસ જમરા ડાકથી નીકળ્યું હતું. તેમાં આશરે ૧૦૦ ઉંટ પણ રોકવામાં આવ્યા હતા. સરઘસ દરગાહપર આવી પુગતાં ના૦ નિઝામે પોતાના હાથે હઝરત પીર બંદેનવાઝની કબર ઉપર સંદલ ચઢાવ્યું હતું. આથી સાફ જણાય છે કે હીંદુસ્તાનમાં સઉથી મોટામાં મોટી ઇસ્લામી રીયાસતમાં પણ સંદલનું સરઘસ ધામધુમથી કહાડવાનો અને કબરપર સંદલ ચઢાવવાનો રીવાજ જારી છે. દર વરસ નવ કરોડ રૂપીઆની આવકવાળા એક મોટા ઇસ્લામી રાજ કરતા પોતાની જાતે સંદલનું વાસણ પોતાના માથે ઉપાડીને ઉઘાડા પગે ત્રણ માઇલ ચાલે એ શું બતાવે છે ? આ રાજકર્તાની પૈસાની ઘણી મદદો સેંકડો દેવબંદી આલીમો આજે પણ લઇ રહ્યા છે અને તેમની આગળ જઇને ઝુંકી ઝુંકીને સલામો કરે છે ! જો નિઝામ સરકાર સંદલનું સરઘસ ધામધુમથી કહાડતા હોવાને લીધે "બીદઅતી" હોય તો દેવબંદી આલીમો શા માટે તેમની તાબેદારી કરે છે અને શા માટે તેમની પાસેથી નાણાની મદદ મેળવવા દોડતા જાય છે ! પણ મતલબ વખતે સઉ મસલા ચટ થઈ જાય છે ! ત્યાં તો જરા પણ ચુંચપટ થઈ શકતું નથી. આ તો બીજાઓના હસદને લીધે કે કાં તો

હરીફીના પગાર ખાવાને લીધે આવું કરવા મંડી પડે છે. વલી લોકોની કબરોમાં જો ફાયદા ન હોત તો સારા સારા ઇલમવાળા લોકો તે તરફ ખેંચતાજ નહીં. બાદશાહ આલમગીર જેવા એક સખસે પણ પોતાના છેલ્લા વસીયતનામામાં સઉથી પહેલી વસીયત એ કરી હતી કે "આ ગુન્હેગારને [મને] પવિત્ર તથા બરકતવાળા ચીશ્તીયા સલામુલ્લાહ અલએહેની તુરબત પાસે દફન કરજો. કારણ કે મારા જેવા ગુન્હાના દરીયામાં ડુબેલાને તે બક્ષાવનારી દરગાહ સીવાય ઇલ્તીજા—અરજ કરવાનું બીજુ કોઇ ઠેકાણુ નથી. મોટા મોટા બાદશાહો એ જગાએથી જોઇએ તેટલી નેકી મેળવી શકે છે," હવે જો બુઝુર્ગ અને વલી લોકોની કબરોથી કાંઇ ફાયદા ન હોય તો આ "ફતાવાએ—આલમગીરી"વાળા બાદશાહ એવી વસીયત સઉથી પહેલી શું કરવા કરત? પહેલાના લોકો તો કબરનો હમેશા ખીયાલ રાખવાની તાલીમ આપી ગયા છે. પણ હાલના કેટલાક વહાબી અકીદાના એવા પેદા થઇ ગયા છે કે કબરોનો ખીયાલ છોડાવવાનીજ કોશીશ કરે છે! ફાતેહા પઢવા જવું નહીં, ફુલ ચઢાવવા નહીં, નઝર ન્યાઝ કરવી નહીં, ઉરસમાં જવું નહીં, એવી વાતો જે જે કરવામાં આવે છે તેનો અર્થ એજ થાય છે કે લોકો કબરોપર જતા અટકે. એક વ[illegible] તેઓ જતા અટકશે તો પોતાની મેળે ધીરે ધીરે કબરો મટી જ[illegible] અને ધારેલું કામ પતી જશે! હાલ એજ બાબત ઉપર વધારે રીસાલા લખાય છે અને એજ બાબતો ઉપર વાયઝોમાં પણ વધારે જોર દેવાય છે!

"મલફુઝાતે ખ્વાજગાને ચીસ્ત" નામની કીતાબમાં તેના દીબાચામાં લખ્યું છે કે એક વખત મોલવી ગુલામ દમોહંમ ખાન

સાહેબે કહ્યું હતું કે જ્યારે જનાબ મઉલાના ફખરોદીન સાહેબ ચીશ્તી ગુજરવા લાગ્યા ત્યારે કેટલાક પાસે બેસનારા લોકોએ તેમને અરજ કરી કે આપની સોહબતમાં બેસવાથી અમને ઘણોજ ફાયદો મળતો હતો. આપના પડદે થઇ ગયા પછી એ લાભ અમને શી રીતે મળશે તેની અમને સુઝ પડતી નથી. માટે કોઇ એવો રસ્તો બતાવો કે અમને તે લાભ મળતો રહે. તો તેમણે ફરમાવ્યું કે અઉલીયા મરતા નથી પણ એક ઠેકાણેથી બીજે ઠેકાણે ફક્ત જગા ફેરબદલ કરે છે. તેમનાથી લોકોને જેવો તેમની જીંદગીમાં ફાયદો પહોંચે છે તેવોજ ઉઠી ગયા પછી પણ પહોંચે છે. બલ્કે આ માટીના શરીરનો સંબંધ છુટી જવાથી તેમની રૂહાની શક્તી ઘણેજ દરજ્જે વધી જાય છે. તેથી તમારે માટે વલી લોકોની દરગાહો અને તેમના કલામો બસ છે. જો એ ચીજોનો ખીયાલ રાખશો તો માંગશો તે લાભ મળશે. વીગેરે તે કીતાબમાં લખ્યું છે. વળી હાજી ઇમદાદુલ્લાહ સાહેબે પણ પોતાની "શમાએમે ઇમદાદીઆ" નામની કીતાબમાં ૧૬૧ માં પાને ચોખ્ખું લખ્યું છે કે "ફકીર મરતો નથી. ફક્ત એક મકાનમાંથી બીજા મકાનમાં ચાલ્યો જાય છે. મારા મરવા પછી મારી કબરથી પણ લોકોને એવોજ ફાયદો હાંસીલ થશે જેવો મારી જીંદગીમાં થાય છે." આવા તો અનેક પુરાવા છે કે જેથી વલી લોકોની કબરોની બુઝુરગી સાબીત થાય છે. પણ જ્યાં જાણી જોઇને લોકોને કબરોના ખીયાલથી જુદા પાડવા હોય તો પછી આ બધી દલીલો તેઓ શું કરવા કબુલ કરે! તેમને તો મુસલમાનોમાં અંદર અંદર કજીઆ કરાવી તેમને જુદાઇમાં નાંખવા છે અને કબરો પણ તોડાવવી છે! જ્યારે મુસલમાનો પોતેજ આ કામ કરે તો પછી બીજી હીકમત

કરવાની જરૂરજ શું છે? આ સઘ વહાબી અકીદાઓનુંજ પરીણામ છે. આવી કીતાબો વહાબી અકીદાવાળાઓ ધમધોકાર છપાવી બહાર પાડે છે અને કોઇ સુન્ની અકીદાવાળો તેના બચાવમાં કે તેના જવાબમાં કોઇ કીતાબ બહાર પાડે છે તો આ વહાબી અકીદાવાળાઓ તેને માટે લોકોમાં એવી વાતો કરવા મંડી જાય છે કે જુઓ આ નવું ધાંધલ ઉભું કર્યું! પોતે ગમે તેટલી કીતાબો બહાર પાડે તો કાંઇ નહીં, અને કોઇ સુન્ની બહાર પાડે તો તે ધાંધલ ગણાય! આ વહાબી અકીદાવાળા લોકોને એવો ધોકો દે છે કે પોતે સુન્ની છે અને સુન્ની અકીદાનીજ તેઓ કીતાબો લખે છે, પણ ખરૂં જોતાં તેઓ સુન્ની છેજ નહી. એ તો લોકોને ધોકો દેવા માટે પોતાને સુન્ની કહે છે અને એની આડમાં વહાબી અકીદા ફેલાવે છે. ફાતેહા ન પઢવા, નઝર ન્યાઝ ન કરવી, ઉરસ ન કરવો, મોલુદ શરીફ કે અગીયારમી ન કરવી, કબરોપર ફુલ ન ચઢાવવા, શીરની ન વહેંચવી, પયગમ્બર સ૦ ના નામપર અંગુઠા ન ચુમવા, મોલુદ શરીફમાં કયામ માટે ઉભા ન થવું એ સુન્ની અકીદાઓ છેજ નહીં, સુન્ની અકીદાઓ તો આ તમામ વાતોને દુરસ્ત બતાવે છે. વહાબીઓ આ બાબતોની સાફ મનાઇ કરે છે અને વળી લોકોને ધોકો દે છે કે પોતે સુન્ની છે! આ ફકત ચાલબાજીઓ અને કપટજાળ છે જે હવે ઉઘાડી પડી જવા પામી છે. અમદાવાદ જીલ્લા, ખેડા જીલ્લા, ભરૂચ જીલ્લા અને સુરત જીલ્લાના લગભગ તમામ લોકો એ વહાબીઓની કપટજાળથી હવે પુરેપુરા માહીતગાર થઇ ગયા છે. ફકત જુજજાજ તેમના કહેવા ઉપર રહેલા છે, પરંતુ તે પણ અંદરખાને તો ચોખ્ખું સમજી ગયા છે કે આ લોકો ઉલટે રસ્તે છે. પણ બહારની મુરવ્વતને લીધે બોલતા

નથી. પણ હવે એવા વખત જલદી આવી જવાનો છે. કે એ લોકો પણ તેમને મ્હોડે ચડી કહી દેશે કે તમે આ ઇસ્લામની દુશ્મનાઇનું કામ કરી કોમને ખાડામાં નાંખી રહ્યા છો. આ વહાબી અકીદાઓના ફેલાવનો આધાર ગુજરાત કાઠીઆવાડના પૈસા ઉપરજ એ વહાબીઓ વધારે રાખી રહ્યા છે. પણ હવે ગુજરાત સમજવા આવ્યું છે એટલે નાણાના ફાળા તેમને મળતા બંધ થશે અને એવી કીતાબો છપાતી અટકશે. ગુજરાતને બેવકુફ સમજી તેઓ પોતાની જબાંદરાજીથી તેની પાસેથી નાણા કઢાવી જાય છે, પણ હવે તેમની એ ચાલાકીઓ વધારે નભી શકવાની નથી. કારણ કે ગુજરાત અને કાઠીઆવાડના ભાઇઓ હવે આ બધું સારી રીતે સમજવા લાગી ગયા છે.

(મુંબઇ સમાચાર, તા૦ ૨૩-૩-૨૭).

## ઉરસોમાં સુધારા કરવા ભલામણ.

### મશાયખો અને આલીમોને બે બોલ.

(લી૦ ઇસ્લામી સેવક.)

[૧૦]

આપણે આગળ ઉરસ વિષેની હકીકત ખુલાસાવાર લખી ગયા છીએ. એક દલીલમાં બતાવ્યું છે કે ક્રીકેટ મેચ, શરતના મેદાન, વેપારીઓની દુકાનો વીગેરેમાં શરીઅત વિરૂદ્ધની વાતો ઘણી જોવામાં

આવે છે તો પણ ઘણા ભાઇઓ ત્યાં વગર સંકોચે હાજરી આપે છે. તે ઉપરાંત શેર બજાર જ્યાં સટ્ટાનો ઉઘાડો જુગાર ચાલે છે ત્યાં પણ જાય છે અને સટ્ટો કરવામાં પણ ભાગ લે છે. વળી હાલ હિંદુ રાજા રજવાડાઓનો જન્મ દિવસ, ગાદીનો દિવસ, જ્યુબીલીનો દિવસ વિગેરેની ઉજવણીઓ થાય છે. તે વખતે એ રાજકર્તાઓનાં ફોટાઓને ફુલહાર ચઢાવવામાં આવે છે અને એ ફોટાઓને ગાડીમાં મુકી તેમનું સરઘસ વાજાં ગાજાંઓ સાથે ધુમથી કહાડી તેમને કચેરીમાં ગાદી ઉપર પધરાવવામાં આવે છે અને તેમની આગળ સલામી ભરવામાં આવે છે. વળી કેટલીક વખત તેમની ખાલી ગાદીને સલામ કરવામાં આવે છે. આ પ્રસંગે તમામ પ્રકારની જોઇએ તેવી ધામધુમ થાય છે જે શરીઅત પ્રમાણે જોતાં શીરક વાળીજ હોય છે. આ સરઘસોમાં અને ગાદી આગળ મુસલમાન ભાઇઓ પણ ઘણા હોય છે અને આગેવા-નીમાં પણ ભાગ લે છે. આવાં સરઘસ, ક્રીકેટ મેચ, શરતના મેદાન, શેર બજાર, અમલદારોની પારટીઓ, અને ખાનગી કેટલાક વેપારી-ઓની દુકાનો વિગેરેમાં ઘણી શરીઅત વિરૂદ્ધની ચોકખી વાતો હોય છે તો પણ ત્યાં આપણા ભાઇઓ મોટા આનંદથી હાજરી આપે છે. જ્યારે તેમને એ વિષે કહેવામાં આવે છે તો તેઓ એમ કહીને નીકળી જાય છે કે કરનારા એ વાતો કરે છે, અમે તો ત્યાં ફકત તમાશો જોવા જઇએ છીએ ! આવો તમાશો એજ એક શરીઅત વિરૂદ્ધની વાત છે અને તેવા તમાશાઓ જ્યાં બીજી પણ અનેક વાતો શરીઅત વિરૂદ્ધની ચોકખી હોય છે તેમાં હાજરી આપે છે અને એજ ભાઇઓ ઉરસને એમ કહીને વખોડે છે કે ત્યાં શરીઅત વિરૂદ્ધની વાતો થાય છે ! ઉરસોમાં પણ બુરાઇ કરનારા બુરી વાતો

કદાચ કરતા હશે તો તેથી ઉરસોએ શું બગાડ્યું છે? તમારે ક્યાં એ બુરી વાતો કરવી છે? તમે ત્યાં જઈને ફાતેહા, મીલુદ, ખત્મે કુરાન, વાએજ વિગેરે જેવાં નેક કામોમાં ભાગ લો તો બસ છે, અને આજ ઉરસની મુખ્ય ચીજો છે.

આજે આપણે દલીલ કરીએ છીએ તે ફક્ત ઉરસ જેવી સારી ચીજ ચાલુ રાખવાને માટે કરીએ છીએ. કાંઇ બુરી વાતોને ટેકો આપવા માટે કરતા નથી. આથી ઉરસ કરનારાઓએ ફુલાઈ જવાનું નથી પણ તેમણે પોતાની ખામીઓ સુધારવા કોશીશ કરવાની છે. ઉરસોમાં શીરકની વાતો થાય, જુગાર રમાય, શરાબ કે તાડીનો ઉપયોગ થાય, કંચનીઓ આવે, અને બેપરદા ઓરતો દરગાહોમાં મરદો સાથે સેળભેળ થઇ ઘુમે એ વાતો બેશક બુરી છે અને તે ઉરસોમાં બીલકુલ ન થાય તેમાં ખરી શોભા અને નેકનામી છે. જે બુઝુર્ગનો ઉરસ થાય છે તે શરીઅત પ્રમાણે ચાલી દીનની ખરી સેવા બજાવી ગયા ત્યારે તો લોકો તેમના મઝાર ઉપર ફાતેહા માટે ભેગા થાય છે. તો એવા બુઝુર્ગની પાક જગા આગળ આવી બુરાઇઓ થાય એ તેમની રૂહ મુબારક પસંદ કરે નહીં. ત્યાં જેમ બને તેમ વધારે નેકીના કામો થાય એમાંજ બહેતરી છે. કંચનીઓ અને જુગારથી જે લોકો ઉરસ વધવાની આશા રાખે છે એ મોટામાં મોટી ભુલમાં પડેલા છે. દરેક ચીજ નેકીથી વધે છે, બુરાઇથી તે ઘટતી જાય છે. પાક જગાઓમાં નેકી વધારે થાય તોજ તે જગાઓની જાહોજલાલી વધી શકે છે. દરગાહવાળા સાહેબોએ આ વાત ખાસ ધ્યાનમાં ઉતારવા જેવી છે. બુરાઇથી આવેલો પઇસો પૈણ બુરોજ

ગણાય છે. બુરા માણસની મોટી સંખ્યા કરતાં સારા માણસની થોડી સંખ્યા એ વધારે બહેતર છે અને એથીજ નેકી દિવસે દિવસે વધારે થતી જાય છે. જેમ ઉરસોમાં સુધારાની જરૂર છે તેમ ઉરસ કરનારા મશાયખોમાં પણ સુધારો હોવોજ જોઇએ. તેમની રહેણી કરણી અને રીતભાતમાં ખામીઓ હોય તો તેઓ કદીપણ આગળ વધી શકે નહીં. હાલ મશાયખોની જે પડતી માલમ પડે છે તે આ ખામીઓનુંજ કારણ છે. ખુદાની ઇબાદત અને મખલુકની ખીદમતમાં તેઓ જ્યાં સુધી આગળ વધશે નહીં, ત્યાં સુધી કદી નેકી પેદા કરી શકવાના નથી. અને જ્યાં સુધી નેકી પેદા કરે નહીં ત્યાં સુધી તેમની ખાનદાની કદી પણ કાયમ રહી શકવાની નથી. તેમના વડીલોના પગલે પગલે ચાલશે તોજ તેમની કદર થશે. આ સુધારાનો જમાનો છે માટે જમાનાનો રંગ જોઇને તેમણે આગળ વધવા જેમ બને તેમ જલદી કોશીશ કરવાની છે. તેમણે ઇલમના મેદાનમાં સારી રીતે આગળ વધવું જોઇએ અને તવક્કલ ઉપર રહીને કામ કરવું જોઇએ. જો તેમનામાં તેમના વડીલોની માફક તવક્કલ નહીં હોય તો તેઓને પણ હાલના આલીમોની માફક ભીખજ માંગવી પડશે. તેમના બુઝુર્ગોએ તવક્કલ ઉપર રહીનેજ જાહોજલાલી મેળવેલી છે એ વાત તેમણે ભુલવાની નથી. તવક્કલ ઉપર રહીને તેમણે દીનની ખીદમત કરેલી છે અને તેનોજ આ ઉરસ થાય છે. આ વાતો જો તેઓ સમજે તો તેમને કોઇ ચીજની પણ જરૂર રહે નહીં. તેઓ ભલે ઉરસ કરે પણ હાલ જો તેઓ કંચનીઓ, શરાબ, તાડી અને જુગાર જેવી ચીજો ત્યાં ન આવવા પામે એટલો બંદોબસ્ત કરે તો બસ છે. બીજા સુધારા ધીરે ધીરે પોતાની મેળે થઈ જશે. જો તેઓ આ બાબત

ઉપર જરા ધ્યાન આપશે તો ઘણી બુરાઇઓ મટી જશે અને કામ ધમધોકાર ચાલશે.

હવે જે કામે આપણા ભાઇઓ ઉરસમાં જાય છે તેમને પણ આપણે બે વાત કહીશું ઉરસમાં સવાબ કમાવા માટે જવામાં આવે છે માટે ત્યાં સવાબના કામ કરવામાંજ ફાયદો છે. જે લોકો પાણી, આગ, માટી, પત્થર વીગેરે જેવી ચીજને પુજનારા છે તે તો ગમે તેને સીજદો પોતાના ખ્યાલ પ્રમાણે કરે તો એ તેમની ખુશીની વાત છે પણ મુસલમાનો જે એકજ ખુદાને માનનારા છે તે ફકત ખુદાનેજ સીજદો કરી શકે છે. બીજી કોઇપણ ચીજને સીજદો કરવાનો હુકમ નથી. એ વાતનો ખાસ ખ્યાલ રાખવાનો છે. આગલા એક લેખમાં આપણે બુઝુર્ગની કબરને બોસો દેવાનું જણાવ્યું છે. પણ સાધારણ માણસોએ તેમ કરવા પહેલાં ખાસ વિચાર કરવાનો છે. બધાજ માણસો પાકીવાળા કે વઝુવાળા હોતા નથી. તો તેવી નાપાક હાલતમાં બુઝુર્ગની કબરને બોસો દેવો એ બેઅદબી છે. માટે અદબથી છેટે ઉભા રહી ફાતેહા પઢવા જોઇએ કે કાયદો તુટે નહીં. ત્યાં જઇ દરૂદ શરીફ પઢવું કે કુરાન શરીફ પઢવું એ સઉથી બહેતર છે. વાએજ કે મોલુદ શરીફમાં સામીલ થવું એ પણ ઘણું સારૂં છે. પણ જુગાર, તાડી વીગેરે બુરી ચીજો તરફ વલણ રાખવું એ ઘણુંજ બુરૂ છે. પોતાના ઘરની ઓરતોને બીજા મરદોના ટોળામાં ઘુસવા દેવી એ પણ ઘણું જોખમ ભરેલું છે. આ બાબતોનો ભાઇઓએ પોતેજ ખ્યાલ કરવાનો છે. આમાં જો તેઓ ગફલત કરે તો તેમનોજ વાંક ગણાય. માટે આવા વખતમાં જોઈ વિચારીને ચાલવું જોઇએ. ગરીબો યતીમો બેવાઓ જો ત્યાં હોય તો તેમને બને તો ખવાડવું. જો ત્યાં

દરગાહમાં કોઇ તબલીગનું ખાતું હોય તો તેમાં તેઓને માટે જરૂર બની શકે તે મદદ કરવી. આમાં ઘણો સવાબ છે.

દરગાહોમાં તબલીગી ખાતાં હોય છે તો આવા વખતમાં એ ખાતાઓને મદદ જરૂર થવી જોઇએ. જે બુઝુર્ગોનો ઉરસ થાય છે તેમનું કામ તબલીગનુંજ હતું અને એજ કામથી તેઓ રાજી હતા. તો આજે તેમના એ તબલીગી કામને મદદ કરવામાં આવે તો સવાબ છે. તબલીગના કામને મદદ કરવી એ દરેક મુસલમાન ઉપર ફરજ છે. માટે એવા વખતે પોતાની એ ફરજ બજાવવીજ જોઇએ. દીનની ખરી મદદ આજ છે. જે ભાઇઓ ઉરસમાં જાય તેમણે દરેકે એ તબલીગી ખાતાની ખાસ તપાસ કરી પોતાની ગુન્જાસ પ્રમાણે મદદ કરવી જોઇએ. દરગાહો એ તબલીગના મથકો છે માટે તેમનો ખ્યાલ રાખવો એ ખાસ જરૂરી બાબત છે. બુઝુર્ગો પોતાની હયાતીમાં દીનની તબલીગ કરતાં કરતા કોઈ ગામે આવે છે અને જીંદગી ખતમ થવાથી ઉઠી જાય છે અને ત્યાં તેમની જગા બંધાય છે. આ જગામાં દર વરસ ઉરસને લીધે સારા સારા લોકો ભેગા થાય છે અને સવડ પ્રમાણે મસ્જીદો અને મદરસા તૈયાર થાય છે. આ હીસાબે મસ્જીદો અને મદરસા એ દરગાહની તબલીગનું પરીણામ છે. એટલે દરગાહ એ દીનની તબલીગ માટેનું ખાસ એક સાધન છે. જે બુઝુર્ગ આવ્યા હતા તેમની કોશીશથી ત્યાં તબલીગ થઈ અને દીનનો ફેલાવો થયો હતો. એમનો ઉરસ વાસ્તવીક થવોજ જોઇએ. તે ત્યાં આવ્યા ન હોત તો લોકોને દીનનો ખ્યાલ થાત નહીં અને પાછળથી ત્યાં મસ્જીદો અને મદરસા બંધાત નહીં. માટે તેમનું આવવું અને ત્યાં દફન થવું એ તબલીગનું એક ખાસ કારણ છે. પાછળથી તો સઉ કાંઈ થાય

છે પણ પહેલાં આવી પાયો જમાવવો એજ મોટી વાત છે. તેમના આવવા પછીજ બીજી દીની વાતો થવા માંડે છે અને મસ્જીદો અને મદરસાઓ હસ્તીમાં આવે છે. તેમના પહેલાં તો ત્યાં કાંઇ હોતું નથી. તો આવા બુઝુર્ગ શખ્સ જ્યાં જ્યાં સુતા હોય ત્યાં ત્યાં ઉરસ રૂપે તેમની યાદગાર કાયમ રાખવી એ દીનના તબલીગી કામને ખાસ ટેકો આપવા બરાબર છે. આવા કોઇ બુઝુર્ગની દરગાહ કોઇ નાના ગામમાં હોય છે તો પણ તે ગામની નામના વખત જતાં ઘણી વધી જાય છે. વળી તે ગામ મુલકો મુલક મશહુર થઇ જાય છે. વળી તે બુઝુર્ગની દરગાહને લીધે ત્યાં વખતો વખત દુર દુરના ઘણાં સારા માણસો આવે છે જેમનો સમાગમ તે ગામના આસપાસના લોકોને થાય છે અને વખત જતાં તે આખો જીલ્લો આગળ પડતો થઇ જાય છે. બુઝુર્ગોની દરગાહોના આવા દેખીતા ફાયદા છે. તેમના લીધે હંમેશાં કોમ આગળજ વધતી જાય છે.

દરગાહો એ તબલીગનાં જુના અને અસલ ખાતાં છે તો તેમને સાચવી રાખવાની ખાસ જરૂર છે. નવા ખાતાથી પઇસા વધુ જશે અને કામ જોઇએ તેવું થઇ શકશે નહીં. તબલીગ એ એક જબરો હુન્નર છે જેમાં અનેક કળાઓ રહેલી છે. આ હુન્નરથી જેવાં જુનાં ખાતાં વાકેફ હોય છે તેવાં નવાં હોઈ શકતાં નથી. કારણ કે તેમને તેનો અનુભવ નથી એટલુંજ નહીં, પણ તેની માહીતી પણ હોતી નથી. આનો અનુભવ મેળવતાં વરસોના વરસો વીતી જાય છે, અને જુના ખાતાંઓ તો તઇયારજ છે. તેમનાથી થોડે પઇસે વધારે કામ થઇ શકે છે. તબલીગ માટે ઇલમ અને પઇસા કરતાં અનુભવની વધારે જરૂર છે. અને એમને ત્યાં જુનો અનુભવ મોજુદ

છે. મસ્જીદ અને મદરસા એ તબલીગની જગા નથી. કારણ કે ત્યાં બીજા લોકો આવી શકતા નથી. મસ્જીદ એ ખુદાની ઇબાદતની જગા છે અને મદરસો એ દીની ઇલમની તાલીમની જગા છે. આ બે જગાઓનું કામ મુસલમાનોને દીની તાલીમ આપી ખુદાની બંદગીમાં મજબુત બનાવવાનું છે. તબલીગ તો દરગાહોથીજ થઇ શકે છે, કારણ કે ત્યાં તમામ જાતના લોકોને આવવાની છુટ હોય છે. તે કાચા મુસલમાનોને પોતાની સાથે લઈ તેમને નમાઝ તરફ દોરે છે જેથી આપોઆપ તેમને દીની ઇલમની ખાહેશ થાય છે. એટલે લોકોને મસ્જીદ તથા મદરસા તરફ મોકલવાનું કામ આ દરગાહ કરે છે. અને બીજાઓને પણ ધીરે ધીરે ખેંચી ખુદાની તવહીદનું જ્ઞાન શીખવાડે છે. આનુંજ નામ ખરી તબલીગ છે, અને તેઓ એ કામ જુના અનુભવ પ્રમાણે કરે છે. આ દરગાહો અસલ તબલીગનાં ખાતાં હોવાથી એ કામ તેમનાજ હસ્તક રહેવા દેવામાં ફાયદો છે. ક્રસ્ચન મીશનનું કામ હાલ લાખો રૂપીઆ પાદરીઓને આપી ચલાવવામાં આવે છે. તેજ પ્રમાણે બીજાઓ પણ પોતાની તબલીગ માટે હજારો રૂપીઆ ખરચે છે અને આ દરગાહો જુજ પૈસે કામ કરી શકે છે. પાદરીઓ પણ આ દરગાહોના ધોરણ પ્રમાણે પોતાનું કામ આગળ વધારતા જાય છે એ ધ્યાનમાં લેવાં જેવું છે. માટે આવાં ઉપયોગી ઇસ્લામી ખાતાંઓને જેમ બને તેમ વધારે આગળ વધારવાની ખાસ જરૂર છે. આ ખાતાં એવું તો ઉમદા કામ કરી શકે છે કે બીજાઓ તેમની આગળ ફાવી શકતા નથી અને તેથીજ તેમને તોડવા કોશીશો કરે છે. પગારદાર માણસો એથીજ રાખવામાં આવે છે કે કોઇપણ રીતે આ ઇસ્લામી તબલીગનાં સાધનો તુટે અને બીજાઓનું કામ આગળ વધે.

આપણા આલીમોને પણ અહીં આપણે બે વાત કહીશું તો તે ગેરવ્યાજબી ગણાશે નહીં. જે આલીમો નેક ખીયાલના છે અને વગર ઉજરતે—અવેજે દીનની ખીજમત કરે છે તે બેશક દીનના ચેરાગ છે. પણ જે ઉંડી સમજ નહીં ધરાવતાં ઉપરચોટીઆ વાતો જોઇ લોકોને "મુશરીક," "બીદઅતી" અને "કબરપુજુ"ના ઇલકાબો આપી ભાઇઓની બદગોઇ કરે છે તેમને માટે એટલું કહેવું પડશે કે તેઓ ભાઇઓને શીધે રસ્તે દોરવાની ખુબીથી ઘણા થોડાજ વાકેફ છે. જે લોકોમાં સત્તર આના શીરક ચાલતું હોય તેમને ખાસ તવહીદ ઉપર લાવવાનું કામ કાંઇ સહેલું નથી. તેને માટે તો વરસોના અનુભવની જરૂર છે. આ વાતો મદરસાઓમાં શીખાતી નથી પણ કામના જાતી અનુભવથી શીખાય છે. ઉરસોમાં જુગાર રમાય છે, કંચનીઓ આવે છે, તાડીનો ઉપયોગ થાય છે, બેપરદગી જોવામાં આવે છે વિગેરે તેઓ કહે છે. તેમની આ વાત કેટલાક ઉરસોને માટે સાચી હોય તોપણ તેમણે એ તો જોવું જોઇએ કે આ વાતો શું ઉરસોમાંજ થાય છે? બીજે થતી નથી? શું બીજે થતી હોય તો તેને માટે કોશીશ કરવાની નથી? જુગારના અખાડા અને સટ્ટાના મથકો જ્યાં જુવો ત્યાં મોજુદ છે. કંચનીઓ દુકાનો માંડીને છડેચોક બેઠી છે. તાડી તથા શરાબના પીઠાં જ્યાં જુવો ત્યાં ભરપુર છે. બેપરદગીનો બજાર બધેજ ગરમ છે તો આને માટે તેના મથકો ઉપર જઇને કયા આલીમે ધુજારો મચાવ્યો છે? શરીઅતની વાત કહેવામાં બીક રાખવાની નથી કે પાછા પડવાનું નથી એવું તેઓ બીજે ઠેકાણે તો હિમતથી કહી પોતાની વાત નિભાવે છે તો તેજ પ્રમાણે તેના મથકો આગળ પણ તેમણે તેવીજ હિંમત બતાવવાની છે. જો તેઓ ઉપલા

બાબતો જે ઉઘાડે છોગે રાત દીવસ ધમધોકાર થઇ રહી છે તેને માટે કોશીશ કરે તો તે નાબુદ થઇ જાય એમાં શક જેવું નથી. અને જો નાબુદ થઇ જાય તો પછી ઉરસોમાં તે કદીપણ આવે નહીં. માટે પહેલાં જડ તોડવાની જરૂર છે. જ્યાં સુધી એ ચીજોનાં મથકો આબાદ છે ત્યાં સુધી બુરાઇઓ વધવાનીજ છે. અને આલીમોનું કામ છે કે આવા મથકો જયાં હોય ત્યાં તેમની સામે ધુજારો મચાવવો. આ બુરી ચીજોથી હંમેશાંજ ગુન્હો થાય છે, ઉરસ ઉપર શું મેળ છે? માટે આવી ચીજો તોડવા હંમેશાંજ કોશીશ કરવાની છે. આને માટે કોઇ ખાસ જગા કે વખત મુકરર નથી. જ્યારે અને જ્યાં મહેનત કરશો ત્યાં સવાબ મળવાનોજ છે. બેપરદગી એ પણ બુરી ચીજ છે. ઈસ્લામે તો તેને માટે એટલે સુધી હુકમ આપ્યો છે કે સગા કાકાની, સગા મામાની, સગી ફોઇની, કે સગી માસીની દીકરી પણ બેપરદા આપણી સામે થઇ શકતી નથી તો પછી બીજી ઓરતની શું વાત? આવી બેપરદગી તો આપણામાં રાત દીવસ ચાલુ છે, અને આલીમોમાં પણ ચાલુ હશેજ. જ્યાં આવો મામલો હોય ત્યાં કોશીશ કરવાની તો જરૂર છેજ. માટે દીલથી કોશીશ કરો અને તમે પોતે બરાબર તેનો અમલ કરી લોકો ઉપર છાપ પાડો એટલે બેપરદગી પોતાની મેળે ઓછી થઇ આખરે મટી જશે. જુગાર, શરાબ, બેપરદગી માટે તમે કદાચ એમ કહો કે અમે કોશીશ કરીએ છીએ અને તે ધીરે ધીરે મટશે તો પછી બીજાઓ ઉપર એવી બાબતો એકદમ મટાડવા માટે સખતી કરવી એ વધારે પડતુંજ કહેવાશે. જે વાત આલીમો એકદમ કરી શકતા નથી તે બીજાઓ એકદમ શી રીતે કરી શકે? માટે ઉંડો વિચાર કરવાની જરૂર છે.

બુરી ચીજ એ બુરીજ છે. તે કોઇપણ વખતે સારી કહેવાઇ શકે નહીં. માટે જ્યાં તેનો જડ હોય ત્યાં પ્રથમ ધ્યાન આપવાનું છે. આલીમો ભલે તેને મટાડવા કોશીશ કરે અને એમાંજ દીનનો ફાયદો છે પણ વખત, સંજોગો અને લોકોની તબીયતો જોવાની તો ખાસ જરૂર છે. ખુદાતઆલાએ પણ વખત, સંજોગો અને લોકોની તબીયતો જોઇને કામ લીધું હતું. અને એ હીસાબેજ થોડી થોડી કરીને તેવીસ વરસે પોતાની આયાતો—આજ્ઞાઓ મહાન પયગમ્બર સ૦ ઉપર મોકલી હતી, અને તેવીસ વરસ કુરાને શરીફને ઉતારતાં થયા હતા. કાંઇ એકદમ તે ઉતરી ગયું નથી. આલીમોએ એજ પ્રમાણે ધીરે ધીરે દીની તાલીમ આપવાનું કામ કરવાનું છે. અને તેમાં પણ નરમી. ખુલ્ક—વિવેક અને હિકમતની જરૂર છે. વગર વિચારે કામ કરવાથી કાંઇપણ થઇ શકતું નથી. તેઓ કોમમાં સુધારો ભલે કરે પણ ઇખતીલાફી મસલા ઉભા કરી લોકોને નકામા લડાવે તો તે કાંઇ સુધારો કહેવાય નહીં, પણ ઉલટો બગાડો કહેવાય. કારણ કે તેમના એ કામથી કોમમાં કુસંપ પેદા થાય છે જે મોટામાં મોટું દીનનું નુકસાન છે. વળી તબલીગને માટે પણ બીજાઓને જે ચીજની જરૂર છે તેને માટે પણ મોટું મન રાખવાનું છે. બીજાઓના સંજોગો પણ ધ્યાનમાં રાખવાના છે. બીજાઓનું બુરૂં બોલવાથી કાંઇ પણ થઇ જતું નથી, પણ ઉલટો બગાડો થાય છે જેનું પરીણામ ઇસ્લામને માટે ઘણું હાનીકારક નિવડે છે. ઇખતીલાફી મસલાના ઝઘડા હાલ એજ આલીમો ઉપાડે છે અને કોમમાં એજ ફીસાદ જગાડે છે જે બીજાઓના પગારદાર હોય છે અથવા કોમની બેહતરીથી બેખબર છે. સુન્ની અકીદાઓની વાતો આગલા લેખોમાં આવી ગએલી છે.

તેમના વિરૂદ્ધ ચળવળ કરનારા તબલીગના કામને સખત નુકસાન કરનારા છે એ આપણે ચોખ્ખી રીતે સાબીત કરી ગયા છીએ માટે જોઇ વિચારીને ચાલી પોતપોતાનું કામ કરો.

આ લેખમાં આપણે મશાયખો અને આલીમોને બે વાત કહી ગયા છીએ પણ તેમાં તેમણે માઠું લગાડવાનું નથી, પણ લાંબો વિચાર કરી પોતપોતાનું કામ કરવા મંડી પડવાનું છે. આલીમો મશાયખોનું બુરૂં બોલે અને તેમને બુરા ગણે અને મશાયખો આલીમોનું બુરૂં બોલે અને તેમને બુરા ગણે તેમાં શું વળવાનું છે? બંનેએ એક બીજાનો ખીયાલ રાખવાનો છે. આલીમોએ કે મશાયખોએ પોતાના કામની બડાઇઓ મારવાની નથી. કોઇએ પણ આજ સુધી જોઇએ તેવું તબલીગનું કામ કરી દેખાડયું નથી પણ ફકત વાતો કરી છે. અને નકામા રિપોર્ટો બહાર પાડી તેમાં કોમના પઇસાની ખાલી બરબાદી કરી છે. આમ કરવાથી કાંઇ તબલીગ થઈ શકતી નથી પણ ઉલટી હાંસી થાય છે.

(મુંબઇ સમાચાર, તા૦ ૨ જી એપ્રીલ ૧૯૨૭).



# ખીલાફત તોડવામાં કેણે મદદ કરી?

—※※※—

## ઇબ્ન સઉદને કોણે ટેકો આપ્યો?

## આ બધું કરવામાં હેતુ શુ હતો?

(લી૰ ઇસ્લામી સેવક.)

[૧૧]

આલીમોએ કોઇપણ જાતની તબલીગ કીધી નહી અને મશાયખોને કરવા દીધી નહીં. ખીલાફતનો સવાલ ઉપડયો ત્યારે લગભગ પાનસો આલીમો તેમાં શામીલ થઇ ગયા જેમાના ઘણુખરા વહાબી અકીદાવાળા હતા. ખીલાફતના પઇસાથી તેમણે મોજમઝા કીધી અને તેનાજ ફંડના પઇસાથી વહાબી અકીદાઓની કીતાબોની લગભગ ત્રીસથી ચાલીસ હજાર નકલો બહાર પાડી. એટલે તેઓ ખીલાફતની આડમાં વહાબીયતનોજ ફેલાવ કરતા રહ્યા અને જ્યારે કમાલ પાશાએ ખીલાફત તોડી નાખી ત્યારે એ સઉએ મળીને એ વાતને ટેકો આપ્યો. ફક્ત જે સુન્ની અકીદાવાળા આલીમો હતા તે એ વાતથી નારાજ થયા અને તેમણે વિરોધ કર્યો. પણ તેમનું એ વહાબી અકીદાવાળાઓએ ચાલવા દીધું નહીં. યુરોપના ઈસાઇ લોકોની પોલીસી ખીલાફત તોડવાનીજ હતી કારણ કે તેઓ સમજતા હતા કે જ્યાં સુધી તુરકી સુલતાનના નામ સાથે "ખલીફા"નો ધારમીક

હોદ્દો છે ત્યાં સુધી તમામ દુનીયાના મુસલમાનો તેમની તરફ ખેંચાય છે અને તેમને વખત પડે મદદ આપવા તઇયાર થઇ જાય છે તેથી એ ધારમીક હોદ્દો દુર થઇ જાય તો તુરકી સુલતાન એક સાધારણ રાજકર્તા તરીકે થઇ જાય અને તમામ મુસલમાનો તેમને પોતાના ધારમીક વડા તરીકે સમજી તેમને હર વખત મદદ કરવા બહાર પડે છે તે વાત મટી જાય. કમાલ પાશાએ જ્યારે ખીલાફત તોડી ત્યારે તમામ ઇસાઈ સલતનતો જે ચાહતી હતી તે થયું. અને આ વહાબી અકીદાવાળા આલીમોએ કમાલ પાશાને દીલોજાનથી ટેકો આપ્યો જેની હકીકત જાહેર પેપરોની ફાઇલોમાં મોજુદ છે. એટલે આ આલીમોએ "ખીલાફત" જે તમામ દુનીયાના મુસલમાનોની એક ખાસ ચીજ હતી તે નાબુદ કરવામાં મદદ કરી. તેઓ "ખીલાફત" બચાવવાના નામે બહાર પડયા હતા અને તેને માટે તેમણે મુસલમાનો પાસેથી લગભગ એંસી લાખ રૂપીઆ લીધા અને એજ પઇસાથી ચળવળ કરી, વહાબીયત ફેલાવી, અને ખીલાફતને પણ નાબુદ કરી. આથી જોઈ શકાય છે કે તેઓ દીનનું આ મહત્વનુ કામ કરવામાં પણ પાછા પડયા છે અને દીનની બદનામીનું કારણ બન્યા છે. તે પછી જ્યારે ઇબ્ન સઉદ વહાબી સરદાર અરબસ્તાનના પાક શહેરો ઉપર ચઢી આવ્યો અને તેણે ખુનરેજી કરી મહાન હઝરતના અતલગના સગા સંબંધીઓની તેમજ તેમની ખાસ પુત્રીઓની કબરો ભાંગીને નાબુદ કરી દીધી તથા મહાન હઝરતની પેદાયશની મુબારક જગાનું નામ નિશાન મટાડી દીધું ત્યારે પણ આ વહાબી આલીમોએ તે ઇબ્ને સઉદની એ તમામ વાતો ઢાંકી અને તેને એક સારો દીનનો હામી ગણી ટેકો આપતા રહ્યા. જ્યારે ઇબ્ન સઉદની તમામ કલાઈ

ઉઘાડી પડી ગઇ અને લોકો તેને જાહેર રીતે બુરા ગણવા લાગ્યા ત્યારે આ વહાબી આલીમોએ કહ્યું કે ઇબ્ને સઉદ એ તમામ તોડેલી જગાઓ દુરસ્ત કરી આપશે અને હીજાઝનો મુલક મુસલમાનોને હવાલે કરશે પણ તેમાંનું આજ સુધી કાંઇપણ થયું નહીં. એટલે આમાં પણ એ આલીમોએ મુસલમાનોને ધોકોજ દીધો. ઇબ્ન સઉદ ખાસ ઇસાઇઓની મરજી પ્રમાણે ચાલનારો માણસ છે એમ તેણે કરેલા ઇસાઇઓ સાથેના કરારનામાથી સાફ જાહેર થઇ ચુક્યું છે. અને એ વહાબી આલીમોએ તેને દરેક રીતે ટેકો આપ્યો છે એટલે એજ આમીમો ઇસાઇઓની મરજી પ્રમાણેના કામ પાર પાડવામાં મદદરૂપ બન્યા છે એ હવે આખી દુનીયાએ નજરો નજર જોઇ લીધું છે. આવા સંજોગોમાં કોણ એમ કહી શકે એ કે તેમણે દીનની મદદ કરી છે? દીનની મદદ કરવાની વાત તો બાજુ ઉપર રહી પણ ઉલટા દીનના હરીફોને મદદ કરનારા પુરવાર થયા છે. આવી હાલતમાં હવે મુસલમાનો તેમની કઇ વાત ઉપર ભરોસો રાખી શકે છે? આગળ એક લેખમાં આપણે આવા ફરેલા આલીમો પગાર ખાઇને ઇસાઇઓનું કામ કરે છે એવું બાસઠ વરસના જુના દસ્તાવેજી પુરાવાથી સાબીત કરી ગયા છીએ અને શું આવી વાતોથી વધુ ટેકો મળતો નથી? તેઓ મ્હોડેથી દીનની હીમાયતની મોટી મોટી વાતો કરે છે અને મુસલમાનો પાસેથી લાખો રૂપીઆ પડાવે છે પણ છેવટે તો તેઓ આપણા પઇસા લઇને આપણા દીનનેજ નુકસાન પહોંચાડે છે અને ઇસ્લામની બેઇજ્જતી કરાવે છે. તેમના આજ સુધીના કામથી શું કોઇ એમ કહી શકે છે કે તેમણે મુસલમાનો પાસેથી જે લાખો રૂપીઆ લીધા છે તેના

સોમા ભાગનું પણ કાંઇ કામ કરી દેખાડયું છે? લાખો રૂપીઆ મુસલમાનોના ગયા અને કામ કર્યું બીજાઓની મતલબનું! હાલ વળી તેઓ "તબલીગ"ના નામે બહાર પડયા છે અને તેને માટે પણ તેમણે મુસલમાનો પાસેથી લાખો રૂપીઆ લીધા છે, અને હજુ લેતા ચાલ્યા જાય છે, પણ તેમણે આજ સુધી શું કરી દેખાડયું છે? માત્ર છાપાઓમાં મોટા મોટા રીપોર્ટો બહાર પાડયા છે પણ વહેવારૂ કામ જરા પણ કરી દેખાડયું હોય એમ જણાતું નથી. મુસલમાનો પાસેથી પઇસા કઢાવવા તેઓ નવી નવી વાતો ઉપાડે છે અને પેપરોમાં મોટા મોટા લખાણો લખે છે અને કોમ કોમ વચ્ચે ઉશ્કેરણી કરે છે અહીં પણ બીજાઓની મરજીનુંજ કામ થઈ રહ્યું છે. જે લોકો હિંદુ અને મુસલમાનોને લડાવવાની ખાહેશ રાખે છે તેમનીજ મતલબ અહીં પણ પાર પડે છે! તબલીગના નામે ઉશ્કેરણી ભર્યાં લખાણો જોરથી લખવામાં આવે છે જેથી હીંદુભાઇઓ પણ તેવાંજ લખાણો લખે છે અને પરીણામે કોમી વિખવાદ જાગે છે અને ફીસાદ ઉઠી રમખાણો થાય છે. હિંદુભાઇઓ સાથે એકસંપી કરવાની જરૂર છે તેને બદલે આ લોકો તેમને આઘા કહાડી રહ્યા છે. મશાયખો એકસંપીની તાલીમ અને તબલીગ કરે છે જ્યારે આ લોકો તેમનામાં તીરસ્કારનાં બીજ રોપી તેમનાથી કુસંપ પેદા કરવામાં આનંદ માને છે. હીંદુસ્તાનના ભલા માટે હીંદુ મુસ્લીમ એકસંપીની ખાસ જરૂર છે. એકસંપી વગર કાંઈપણ થઈ શકવાનું નથી. હીંદુ અને મુસલમાનો એક શરીરની બેઆંખો છે. એકને પણ નુકસાન થાય તો આખા શરીરને સોસવું પડે છે માટે એકસંપી તોડવામાં ભારે નુકસાન રહેલું છે. બંને કોમોને એકેક વગર ચાલવાનું નથી તો પછી વગર વીચારે આ

જે પગલાં ભરવામાં આવે છે તેથી ફાયદાની કયાં આશા રહે છે? હીંદુ ભાઇઓ બોલે તો બોલવા દો. તેઓ પોતેજ વખત આવે સમજીને શાંત થઇ જશે, અને આપણી સાથે જોડાશે. હીંદુસ્તાનમાં આઠ કરોડ મુસલમાનો છે અને તેત્રીસ કરોડ હીંદુઓ છે. જ્યાં કરોડોની સંખ્યામાં કામ કરવાનું છે ત્યાં નાનું મન રાખવાથી કામ શી રીતે થઇ શકશે તે વીચારવાનું છે. માટે બંને કોમો વચ્ચે વેર વધારવાથી કાંઇ લાભ નથી. આવું વેરઝેર વધે તો બીજાઓનુંજ કામ થાય છે એમ ચોખ્ખું મનાય. કબરોની સાચવણી કરવામાં સમજુ હીંદુ ભાઇઓ આડે આવતા નથી, બલકે કેટલીક વખતે તેઓ આપણી સાથે થાય છે. કદાચ કોઇક આડે આવનારો નીકળે તોપણ કરોડોની વસ્તીના પ્રમાણમાં તે નહીં જેવુંજ છે. આવા આપણા દેશી ભાઇઓને "કાફર" કહી આપણાથી આઘા કહાડવા એમાં જરાપણ ડહાપણ નથી. કેટલાટ આર્યસમાજી ચળવળીઆ ઇસ્લામ ઉપર હુમલા કરે છે પણ તેનો જવાબ આપણે નરમી અને વિવેક-ખુલકથી આપવામાં વધારે ફાયદો છે. કેટલાક વહાબી આલીમો અને કેટલાક આર્ય સમાજી પંડીતો એકજ સ્વભાવના છે. તેઓ લો.કો પાસેથી ફાળા ઉઘરાવવા કોમી તકરારો ઉભી કરે છે અને નકામો ફીસાદ જગાડે છે અને બીજાઓને લાભ લેવા જોગવાઈ કરી આપે છે. આમાં તેઓ દેશના ભલાનું શું કામ કરે છે તે તેમણેજ વિચારવાનું છે.

આર્યસમાજી પંડિતો ધારો કે ઇસ્લામના વિરોધી હોય તોપણ તેઓ ઇસ્લામને એટલું બધું નુકસાન પહોંચાડી શકતા નથી જેટલું આ વહાબી આલીમો પહોંચાડે છે. ખીલાફત તોડવામાં કે

ઇબ્ને સઉદને ટેકો આપવામાં કોઇ આર્ય સમાજી પંડીતે ભાગ લીધો નથી પણ એ કામ તો એ વહાબી આલીમોએજ કર્યું છે. "ઘર ફુટે ઘર જાય" એ કહેવત પ્રમાણે ઘરનોજ દુશ્મન બુરો હોય છે. એમ આ લોકો પણ સુન્ની નામ ધારણ કરી આપણી સાથે ભળી જઇ આપણી ગરદન મારે છે. તેઓ આપણા પેટમાં પેસી જાય છે અને પછી પગ ફેલાવે છે. પહેલાં તો તેઓ પરેજગાર બની આપણા કેટલાક ભાઇઓને પોતાના હાથ પર કરી લે છે અને પછી ધીરે ધીરે પોતાના બુરા અકીદાઓની તબલીગ કરે છે. જેમ જેમ લોકો હાથ પર ચડતા જાય છે તેમ તેમ તેઓ કહેતા જાય છે કે મોલુદ શરીફ કે અગીયારમી કરવી, ઉરસ કરવા, ફાતેહા પઢવા, દરગાહ ઉપર ફુલ ચડાવવા, હઝરતના નામ પર અંગુઠા ચુમવા, નઝર ન્યાઝ કરવી, દરગાહો ઉપર જવું નમાઝ બાદ દોઆ માંગવી, મોલુદ શરીફમાં સલામ વખતે ઉભા થવું, વગેરે ચીજો બીદઅત અને શીરક છે, માટે તેનાથી બચવું જોઇએ. આમાં તેમનો હેતુ એજ હોય છે કે લોકો બુજુરગોથી હટી જાય અને પોતાનો હેતુ પાર પાડે. આ તાલીમ અહીં તેમને પધ્ધતીસર આપવામાં આવે છે અને તેઓ સ્વારથની ખાતર તે પ્રમાણે તેની લોકોમાં તબલીગ કરે છે. આને માટે કેટલાક મદરસાઓ પણ મોજુદ છે જેમાં વીદયારથીઓને એક બે વરસ રાખી સનદ આપી દેવામાં આવે છે અને જતી વખતે તેની પાસેથી ખાસ તાકીદ લેવામાં આવે છે. કે "હું એ બાબતોને ખાસ બીદઅત અને શીરક બતાવી તેમને તોડવાની જેટલી બનશે તેટલી કોશીશ." આ પ્રમાણે થોડીજ મુદ્દત તેને મદરસામાં રાખી નામનો મોલવી બનાવી કોઇ ઠેકાણે મોકલી દેવામાં આવે છે, જ્યાં તે ગોઠવાઇ જઇ વહાબી અકીદાઓનો

ફેલાવ કરે છે. પાંચ દસ વરસની મુદતમાં તો આવા કેટલાએ લોકો કહેવાતા આલીમો થઇને નીકળે છે અને સુન્ની નામ ધારણ કરી એ મદરસાઓના લક્ષનું કામ કરે છે અને ગરીબ મુસલમાનોના અકીદા બગાડે છે. આ લોકો આપણાજ પઇસા લઇ જાય છે અને આપણને ખરાબ કરે છે. તેઓ સઉથી પહેલું કામ એ કરે છે કે પોતાની તાલીમના માણસો ગામેગામ મસ્જીદો અને મદરસાઓમાં ગોઠવી દે છે અને ત્યાં રહીને તેઓ લોકોને પોતાના હાથ પર રાખે છે. કદાચ તેમની તાલીમ વીરૂધ કોઇ માણસ ત્યાં હકીકત બ્યાન કરે છે તો તેના ગયા પછી પેલા ગામમાં ગોઠવાએલા તેની વાતને ધીરે ધીરે તોડી નાખે છે, અને એની અસર લોકોના મનમાંથી મટાડી દે છે. વળી તેમનાં અકીદા વીરૂધની કોઇ કીતાબ ગામમાં આવે છે તો તેને પણ તેઓ ત્યાં હમેશાં બેઠેલા હોવાથી તોડતા જાય છે. અને તેની અસર થવા દેતા નથી. આમાં તેઓ બહુ ખુબીથી કામ લે છે અને લોકોને પોતાની સાથે જોડેલા રાખવાની હમેશાં હીકમતો કરયા કરે છે. મશાયખોના તો તેઓ ખાસ વીરોધી હોય છે. કારણ કે તેમના વીરૂધ્ધ ચળવળ કરવાની તો તેમને તેમના મદરસા તરફથી સનદ આપતી વખતેજ તાકીદ કરવામાં આવે છે. પણ જો કદાચ તેમના અકીદાનો તેમના મદરસા તરફનો કોઇ મોટો આલીમ આવે છે તો તેની તેઓ ટોપલે ટોપલા તારીફ કરે છે અને જાણે તે ખાસ વલી હોય તેવી વાતો લોકોમાં ફેલાવે છે. જ્યારે તે આ તરફ ગામ આવે છે ત્યારે ત્રણ ચાર માણસોને તઇયાર કરી તેને નોતરૂં દેવા લઇ જાય છે અને યુકતી કરી પોતાના ગામે લાવે છે. અને તેને

એક જબરો પરહેજગાર બતાવી લોકોને તેના તરફ ખેંચે છે. અને કોઇ દાવમાં આવી ગયા તો તેના મુરીદ પણ બનાવી નાખે છે. જ્યારે લોકો કાબુમાં આવી જાય છે તો પછી ત્યાંના મદરસાના નામે તેના માટે ઉઘરાણું કરવામાં આવે છે અને એક મોટી રકમ તેને ભેટ ધરવામાં આવે છે.

આવનાર સાહેબ જેમને સારી રકમ મળે છે તે પેલા ગામમાં ગોઠવાએલાની તારીફ કરે છે અને તેને હમેશાં ત્યાં કાયમ રાખવા ભલામણ પણ કરી જાય છે. આ પ્રમાણે દર વરસે મામલો ચાલે છે અને લોકો પાસેથી નાણાં કઢાવવામાં આવે છે. આપણા અહીં બેવાઓ, યતીમો, મીસ્કીનો, આંધળા લુલાઓ, અને નીરાધાર દરદીઓ ભલે ભુખે તરફડે, પણ આ આલીમો તો અહીંથી પોટલા બાધીને પઇસા લઇજ જવાના! ઝકાતના બારથી ચઉદ આના જેટલો ભાગ તો આ વહાબી આલીમો આપણી આંખે પાટા બાંધીને લઇ જાય તો પછી આપણા અહીંના ગરીબો ભુખે મરે એમાં નવાઇ જેવું શું? આપણા કુટુંબમાં, આપણા પડોશમાં, આપણા મહોલ્લામાં, આપણા ગામમાં ગમે તેટલા કંગાળ માણસો હોય તો પણ એમના પેટપર પગ મુકીને આપણે આવા વહાબી અકીદાવાળાઓને આપીએ એજ આપણી નબળાઇ છે! આ આલીમો એવો દાવો કરે છે કે અમે એ પઇસાથી મદરસા ચલાવીએ છીએ અને તબલીગ પણ કરીએ છીએ! પણ જયારે ઉંડા ઉતરીને જોવામાં આવે છે ત્યારે માલુમ પડે છે કે આપણા પઇસાથી વહાબીયતની તબલીગ થઇ રહી છે. ફાતેહા પઢવા, નઝર ન્યાઝ કરવી, મોલુદ શરીફ અગર અગીયારમી કરવી, ઉરસ કરવા, વગેરે એવી સારી ચીજો જે સુન્ની અકીદાઓના

છે તેને તો તેઓ બુરી બતાવે છે અને એ ચીજો કરનારાઓને તેઓ મુશરીક ગણે છે. તેઓ આ સુન્ની મુસલમાનોને તો મુશરીક સમજી બુરા ગણે છે. તો પછી જે ખરા મુશરીકો છે તેમને તો તેઓ કેવા બુરા ગણતા હશે એનો વીચાર કરવાનો છે. જ્યારે તેઓ તેમને બુરા ગણે છે તો પછી તેઓ તેમનામાં જઇને તબલીગ શી રીતે કરવાના હતા? તેઓ તો તેમની અડાસે પણ જવાના નથી. તેમને તો તબલીગના નામે પઇસા જોઇએ છે કે જેથી તેઓ તેથી વહાબીઅત વધારે ફેલાવે! આમાં તેમનો હેતુ ખાસ વહાબી અકીદા લોકોમા જેમ બને તેમ વધારે ફેલાવવાનો છે. આ વાતો હવે ઉઘાડી પડી ગઇ છે એટલે તેમણે પોતાની રીતભાત દેખાવને ખાતર બદલી છે! અને હવે લોકોમાં પોતાના ખરા અકીદાના મસલા છોડી દઇ તસવ્વુફની વાતો કરવા માંડી છે કે લોકો એમ ન સમજે કે તેઓ વહાબી છે! પણ ભાઇઓએ તેથી ભુલા પડવાનું નથી. આ પણ તેમની એક ચાલબાજી છે! તેઓ હાલ હવા જોઇ કામ કરી રહયા છે. પણ આગળ જતાં તેઓ પાછા વખત જોઇને એજ વાતો લાવવાના છે કે જેથી કબરો તુટે અને મુંસલમાનો પોતપોતામાં લડી બરબાદ થાય! ઇખતીલાફી મસલા ઉભા કરવામાં તેમનો ખાસ હેતું એજ છે કે મુસલમાનો પોતપોતામાં લડે અને એક બીજાથી અલગ થાય! જે લોકો ઇસ્લામમાં એક સંપી થવાનુ ચાહતા નથી તેમનીજ મતલબનુ આ લોકો કામ કરી રહયા છે. એવુ હવે તો ઉઘાડુ જણાઈ રહયું છે. તેઓ પોતાની મતલબ હોય છે ત્યાં તો બધા મસલા ચટ કરી જાય છે! પણ જ્યાં સુન્નીઓની વાત આવે છે ત્યાં ઇખતીલાફ લાવીને ઉભો કરી દે છે! અને આડ નાખી તેમને પોતપોતામાં લડાવી પોતાની મતલબ પાર

પાડી દે છે! મુસલમાનોમાં કુસુંપ પેદા કરવો એના જેવું બુરૂં કામ બીજું કોઇ નથી પણ આ લોકો પોતાની મતલબને ખાતર એ પણ કરવા ચુકતા નથી. માટે સુન્નીભાઇઓએ આંખો ઉઘાડીને ચાલવાનું છે. આ લોકો આપણા બુજુરગોની કબરોના સખત દુશ્મન છે એ આપણે ભુલવા જેવું નથી જેટલી આપણી ગફલત કરીશું તેટલુંજ આપણને એ લોકો નુકશાન પહોંચાડવાના છે કારણ કે તેમણે આજ સુંધી જેટલાં કામ કર્યા છે તે સઘ્ઘ દીનને નુકસાન કરનારાજ પુરવાર થયા છે આમાનાં કેટલાક ઉપલા તબકાના છે તે ઇસ્લામના હરીફોથી મળીને આવા ધંધા કરે છે અને કેટલાક જે નીચેના છે તેમનામ તો વધારે અકક્લજ હોતી નથી એટલે તેઓ મુલકી બાબતો સમજવાની બુદ્ધીજ ધરાવતા નથી આના લીધેજ પોલીટીકલ આગેવાનો તેમને પોતાની સાથે રાખવા ના પાડે છે અને કહે છે કે તેમનામાં એ કામનું ભેજુંજ નથી. આગેવાનોનું એ કહેવું પણ કેટલેક દરજજે ખરૂં દેખાય છે. કારણ કે તેઓ જે જે કામમાં સામીલ થયા તેમાં તેમણે ટુંકી નજરને લીધેજ અવળુંજ વેતર્યું છે, તેઓ ઇલમનો ફાંકો રાખે છે પણ કયો ઇલમ કઇ વખત વાપરવો તે મુદલ સમજતા નથી. તેઓ તો બસ બીજાઓના હેતુ પ્રમાણે ઇખતીલાફી મસલા ઉભા કરી મુસલમાનોમાં કુસંપ જગાડે છે અને ગાયની કુરબાની ઉપર હદથી વધુ જોર દઇ હીંદુ મુસલમાનોમાં ફીસાદ ઉભા કરે છે અને દેશની આવી સેવા કરી મોટા મોટા ટાઇટલો અને ઇલકાબો મેળવે છે! આ છે તેમની દીનની અને દેશની સેવા! જેટલી તેમની કીતાબો જોશો તેમાં બસ એજ ઝગડા હોવાના! આને તેઓ તઉહીદનું નામ આપે છે, પણ તેઓ સમજતા નથી કે તઉહીદ શું ચીજ

છે. પોતાના મદરસાઓમાં જીલ્લાઓના મોટા મોટા અંગ્રેજ હાકમોને કાઉન્સીલોના મુસલમાન મેમ્બરોની મારફત કાલાવાલા કરી તેડે છે અને તેમની પધરામણીઓ કરાવી તેમની પેટ ભરીને તારીફો કરે છે અને તેમને માન આપી રાજી કરવા જબરી ધામધુમ કરે છે. આમ કરવામાં તેમનો હેતુ મુસલમાન રાજકર્તાઓ અને નવાબો ઉપર છાપ પાડવાનો હોય છે કે જેથી તેઓ પોતાના મદરસાને સારી રકમો બાંધી આપે, જ્યારે મોટા અંગ્રેજ હાકેમોના તે મદરસામાં પધારવાની ખબરો જાહેર પેપરોમાં છપાય છે ત્યારે મુસલમાન નવાબો અને તાલુકદારો સમજે છે કે આપણા પોલીટીકલ ઓફીસરો સાથે એ મદરસાવાળાઓને સારો સંબંધ છે તો પછી આપણે કાંઇને કાંઇ રકમ બાંધી આપવી જોઇએ. આ પ્રમાણે અનેક મોટા માણસો પાસે જઇને પોતાને માટે રકમો બંધાવી લે છે અને ચાલાકીથી પોતાનું કામ આગળ વધારતા જાય છે. આ વખતે તેમને શરીઅત યાદ આવતી નથી ! તે પધરામણી વખતનો મોટો મંડપ, ભારે રોશની, અને જબરી ધામધુમ પાછળ તેઓ જે હીંમતથી ખરચ કરે છે તેમાં તેમને જરા પણ ઇસરાફ દેખાતો નથી ! કારણકે તેઓ એમ સમજે છે કે આવું કરવાથીજ અગ્રેજ હાકમો ખુશ થશે અને મુસલમાન અમીર ઉમરાવો પાસેથી નાણાં મળશે !

જ્યારે તેમને કોઇ એવું કહેનારો મળે છે કે તમે આ તમરા દીની મદરસામાં ઇસાઇ હાકેમોની ધામધુમથી પધરામણીઓ કરાવો છો અને પેટ ભરીને તેમની તારીફો કરો છો અને તેમની ખુશામતો કરો છો તો તેઓ પોતાની વાત રાખવા માટે કહે છે કે અમે તેમને બોલાવતા નથી પણ તેઓ પોતેજ મદરસામાં આવવા

માટે પોતે થઇને અમને કહેવડાવે છે ! અમારા મદરસાના તાલીમે ઇલ્મોની હજારોની સંખ્યા આખા દેશમાં ફેલાએલી હોવાથી અંગ્રેજ હાકેમો અમારાથી બીહે છે અને ગમે તે રસ્તે અમારો મદરસો જોવા પોતાની મેળે આવે છે ! અને એમ કરી અમને હાથમાં રાખવાની કોશીષ કરે છે ! અહીં તેઓ આવી વાત કરે છે અને બીજી બાજુ તેમની પધરામણી કરાવવા ખુશમતો ઉપર ખુશમતો કરે છે ! સાધારણ લોકોના મનમાં તેઓ એ વાત ઠસાવી દે છે કે અંગ્રેજ હાકેમો અમારી બીકથી અમારા મદરસાની મુલાકાતે આવે છે ! આ છે તેમની ચાલાકીઓ ! પહેલાં તો આ જમાનામાં અંગ્રેજ હાકેમો મદરસાથી તો શું પણ મોટી મોટી સલતનતોથી પણ બીતા નથી. તેમણે તુરકીને તોડી નાખ્યું, શરીફ હુસેનને કહાડી મુકયો, અને ઇબ્ને સઉદને ગુલામ બનાવી દીધો. આવા લોકોથી તો અંગ્રેજ હાકેમોનો જરા પણ વાળ ગરમ થયો નથી તો પછી પઇસા ઉઘરાવી ખાનારા તાલીમે ઇલ્મોથી તે શું ડરી જવાના ! શું લોકોને ભરમાવવાની વાતો છે ! જો આ વાત કોઇ બરાબર સાબીત કરી આપે કે અંગ્રેજ હાકેમો વગર અરજીએ પોતાની મેળે આલીમોની બીકને લીધે મદરસાની મુલાકાત લેવા આવે તો તેને આપણે ઇનામ આપીશું. પણ આ બધી એ વહાબી અકીદાવાળા આલીમોની ચાલાકીઓ છે ! ધારો કે અંગ્રેજ હાકીમો તમારાથી બીને તમને હાથમાં રાખવા મુલાકાત કરવા આવે છે તો એની મતલબ એજ થાય કે તમે તેમની મુલાકાતને લીધે તેમના હાથમાં થઇ ગયા છો અને તેમની મરજીનું કામ કરો છો ! આમાં પણ તમે કયાં છુટી શકો છો ! ખીલાફત તમે તોડી, ઇબ્ને સઉદને તમે ટેકો આપ્યો, મુસલમાનોને પોતપોતામાં લડાવી જુદા

પાડયા, અને હીંદુ મુસલમાનોમાં કુસંપ પણ તમેજ પેદા કરાવ્યો અને ઉપરથી હવે એમ પણ કહો છો કે બધા ઝગડા છોડી દઇ તબલીગ કરો ! આગ તો બધેબધ સળગાવી દીધી અને હીંદુઓને મુસલમાનોથી જુદા કરી નાખ્યા અને હવે સલાહ આપે છે કે તબલીગ કરો ! ક્યાં જઇને તબલીગ કરે ! કુરબાનીની વાત ઇસ્લામમાં છે એ સઉ કોઇ જાણે છે પણ ખાસ ગાયની કુરબાની ઉપર જોર દેવા કીતાબો લખી અને વાએજો કર્યા અને એમ કરી હીંદુ મુસલમાનોને એક બીજાના ટોટા પીસતા કરી દીધા અને હવે કહે છે કે તબલીગ કરો ! આવા છે આ વહાબી આલીમોના રંગ ! આ વાતો ઘણી ઉંડી છે. તેને બધાજ એકદમ સમજી શકતા નથી. બેશક સમજાવવાથી સમજી શકે છે. આવા દીન વેચનારા આલીમો જ્યાં પેદા થયા હોય ત્યાં ઇસ્લામની બેહતરીની શું આશા રાખી શકાય ! આવા આલિમો કબરો તોડાવે એમાં નવાઇ શું ! તેમના ધંધા કેવાજ છે એ હવે ક્યાં અજાણ્યું રહયું છે ! આવા લોકો "તબલીગ તબલીગ" કરી રહયા છે તો આ તબલીગ કરનારા છે કે તબલીગને તોડનારા છે તેનો વીચાર ભાઇઓએ પોતેજ કરવાનો છે.

[ મુંબઇ સમાચર. તા૦ ૯ મી એપ્રીલ ૧૯૨૭]



# બુઝુર્ગોના ઉરસના ફાયદા.

## બીજા મેળાવડાઓમાં શું બુરાઈઓ થતી નથી ?

## તેમાં જવું અને ઉરસો તોડવા એનો હેતુ શું ?

## મુશરીકોની તારીફ અને મુસલ્લમાનોની બુરાઇ !

(લી૦ ઇસ્લામી સેવક.)

[૧૨]

ખુદાતાલાએ દીનને સંપુર્ણ–કામીલ બનાવી આપણને સોંપી દીધું એટલે તેણે પયગમ્બરી પણ તખમ કરી દીધી. દીનને માટે હવે કોઇ પયગમ્બરની જરૂર રહી નહી પણ દીનની તબલીગ–ઉપદેશ અને તેના પ્રચાર માટે ઓલીયાઓની જરૂર બાકી રહી અને તે પ્રમાણે તેણે વખતો વખત પેદા કીધા અને તેમનાથી તેણે એ કામ લીધું. આ ઓલીયાઓએ જાનતોડ મહેનત કરી તબલીગ પાછળ પોતાની જાત ફના કરી દીધી. તેમણે પોતાની જીંદગીમાં ફાકા કર્યા અને કોઇની પાસે એક પાઇ પણ માંગ્યા વીના તકલીફમાં દહાડા કહાડયા. પણ તેમના તબલીગી કામ એવાં હતાં કે તેમના કામની યાદગારી ખુદાએ લોકોના દીલોમાં કાયમ કરી દીધી. અને તેનુંજ નામ ઉરસ છે. આવા ઉરસો જ્યાં ભરાય છે ત્યાં

લોકો દરૂદ શરીફ પઢે છે અને કુરાન શરીફની તીલાવત કરે છે. કેટલાક લોકો ત્યાં વાએઝના અને મોલુદ શરીફના જલસા કરાવે છે, અને કેટલાક ત્યાં ખેરાત કરી તથા ખાવાનું રંધાવી ગરીબોને ખવાડે છે, અને બુઝુર્ગોની અરવાહોને સવાબ પહોંચાડે છે. આ હીસાબે ઉરસોમાં સવાબના કામો ઘણા થાય છે. વળી તે ઓલીયાઓના મઝારપર જવાથી તેમનાં તબલીગના કામોથી વાકેફ થવાય છે, અને તે કામોને જોર દેવાની આપોઆપ ખાહેશ થાય છે. વળી એવા મહાન કામ કરનારા બુઝુર્ગો પણ છેવટે આ દુનીઆ છોડી ચાલ્યા ગયા એ વાતોનો ખ્યાલ દીલમાં એકદમ આવીને ઉભો થઇ જાય છે જેથી તેને મોત યાદ આવે છે અને ઇબરત થાય છે. આવા દીની ફાયદા સાથે ત્યાં લોકોનો જબરો જમાવ થવાથી વેપારના કામને પણ ઘણું જોર મળે છે. ભાઇઓ દર વરસે ત્યાં મોટા જથામાં ભેગા થતા હોવાથી ઇસ્લામી સંગઠન પણ કાયમ રહે છે અને તેને દીવસે દીવસે મજબુતી મળતી જાય છે. વળી ત્યાં ઘણી તબલીગની બાબતોના મશવરા પણ થાય છે જેમા દીનના ફાયદાની ઘણી બાબતો શોધી કહાડવામાં આવે છે. તે ઉપરાંત ત્યાં જુદા જુદા જીલ્લાઓના ભાઇઓ ભેગા થતા હોવાથી દેશમાં ચાલતી અનેક પ્રકારની ચળવળોની પણ સારી રીતે માહીતી મળે છે. હજારો રૂપીઆ ખરચતાં અને લોકોની ભારે ખુશામતો કરતાં પણ જેટલા લોકો ભેગા ન થાય તેથી પણ વધારે આ ઉરસોમાં પોતાની ખુશીથી ભેગા થાય છે અને તેમનામાં જોઇએ તેવો જોશ હોય છે. આ ખ્યાલથી જોતાં આ ઉરસોના જલસા મોટી મોટી કાન્ફરન્સોની ગરજ સારે છે. ભાઇઓનો જબરો જમાવ એ એકસંપી અને મહો

ઉમ્મતની નીશાની છે અને તેની બીજાઓ ઉપર જબરી અસર થાય છે. કારણ કે તેમાં ઇસ્લામનો ભારે દબદબો દેખાય છે. આવા મોકા દર સાલ આવતા હોવાથી ભાઇઓના મનમાં તબલીગ માટેનો જોશ તાજો રહે છે. મતલબ કે ઉરસો એ ભાઇઓને સંગઠનના રૂપમાં એક જથ્થે રાખવાનું એક ઉમદા ધોરણ છે. ઉરસોમાં આવા ફાયદા હોવાથીજ તે હીંદુસ્તાનમાં લગભગ છસો વરસથી જારી છે જેના પુરાવા કીતાબોથી ચોખ્ખા મળી આવે છે. "ગામ હોય ત્યાં ઢેડવાડો હોય" એમ દરેક કામમાં થોડી ઘણી બુરાઇઓ હોય છે, પણ તેવી નાની નાની બુરાઇઓને લીધે મોટા તબલીગી ફાયદાઓને નુકસાન પહોંચાડવા કમ્મર કસીને બહાર પડવું એ તબલીગના કામને જબરો ફટકો લગાવવા બરાબર છે. તબલીગ માટે સંગઠનની ખાસ જરૂર છે અને ઉરસો એ સંગઠનનુંજ કામ કરે છે.

હાજી ઇમદાદુલ્લાહ સાહેબે પોતાની "શમાએમે-ઇમદાદીઆ" નામની કીતાબના ૧૩૦ મા પાને લખ્યું છે કે કબરમાં મુન્કર નકીર ફરીશ્તા સવાલ કરવા આવે છે ત્યારે જે અઉલીઆ લોકો હોય છે તેમને તેઓ કહે છે કે "નુંમ કનઓ મતીલ ઉરૂસ" એટલે નવી દુલહન માફક ખુશીથી આરામ કરો અને આનંદ ભોગવો. અઉલીયાઓ જે ખુદાના ખાસ પ્રેમવાળા બંદા હોય છે તેમને માટે મોત એ ખુદાને મળવાનો એક મોટો આનંદનો પ્રસંગ હોય છે. કારણ કે જે ચીજનો તેઓ ખાસ પ્રેમ ધરાવે છે તે તેમને મળે છે. આના કરતાં વધુ ઉરસી-ખુશી બીજી શું હોઈ

શકે ! આ બીના હદીસ શરીફની છે અને તેના ઉપરથીજ ઉરસ શબ્દ નીકળેલો છે એમ હાજી સાહેબે લખેલું છે.

ઉરસ માટે આવો હદીસનો આધાર છે અને તેમાં દીની અને દુન્યવી ફાયદા પણ ઘણા છે જેથી ભાઇઓ તેને વળગી રહેલા છે અને દર સાલ કરે જાય છે. હવે જે લોકો ઉરસને બુરી ચીજ સમજે છે અને તેમાં ભાગ નહીં લેતાં બીજાઓને પણ રોકે છે તેમને પુછીએ છીએ તો તેઓ કહે છે કે તેમાં તાડી પીનારા, જુગાર રમનારા લોકો આવે છે, વાજાં વાગે છે, અને બેપરદા ઓરતો તમાશો જોવા આવે છે તેથી અમે ત્યાં આવતા નથી ! પણ જ્યાં ક્રીકેટની મોટી મેચોના ખેલો થાય છે ત્યાં શું આવા લોકો ભેગા થતા નથી ? અને બેન્ડ વાજાં વાગતાં નથી ? ત્યાં શું બેપરદા ઓરતો ઓછી હોય છે ? વળી ઘોડાની શરતોના મેદાનમાં ઉઘાડો જુગાર રમાય છે શરાબ પીવાય છે બેન્ડ વાજાં વાગે છે અને જોઇએ તેટલી બેપરદા ઓરતો બલ્કે કંચનીઓ શુદ્ધાં લગોલગ ફરતી હોય છે તો આવા જલસાઓની ખબર માટે તો હંમેશા ખાસ પેપરો ઉપર ધ્યાન રાખવામાં આવે છે કે આવા જલસા ક્યારે છે. અને તે નક્કી થાય છે તો સેંકડો રૂપીઆ ખરચી તેમાં રાહતથી ભાગ લેવાની દરેક સવડ પહેલાંથી કરી રાખવા તજવીજો થાય છે. આવા ઉરસના મેળાવડાથી અણગમો રાખનારા ભાઇઓ પણ વગર સંકોચે તેમાં સામીલ થવામાં આનંદ માને છે. તે ઉપરાંત મોટા ઇસ્લામી વેપારીઓની દુકાનોમાં દારૂ પીનારા, જુગાર રમનારા, સટ્ટા ખેલનારા આવે છે એટલુંજ નહીં, પણ સવારથી સાંજ સુધી બેપરદા ઇસ્લામી અને ગેરઈસ્લામી ઓરતો હંમેશાં ખરીદી કરવા

આવે છે. આ વેપારીઓની દુકાનોમાં પીપીઓ, નાની પડઘમો, હાથ વાજાં, બંસરીઓ વિગેરે વેચવામાં આવે છે. જુગારના સાધનો જેવાં કે ગંજીફા, મંજા, બીલીઅર્ડનો સામાન જથાબંધ રાખી તેનો તથા વીલાયતી સ્પીરિટો, ટિંકચરો જેમાના ઘણાખરા તો ચોખ્ખા શરાબનીજ કીસમના હોય છે તેનો તથા તસ્વીરોનો પુતળીઓનો ઉઘાડે છોગે વેપાર ચાલે છે. સાડી ચારસો આલીમોના ફતવા વિરૂદ્ધ જઇને વીલાયતી માલ દુકાનમાં ભરવામાં આવે છે, આ વેપારીઓ વ્યાજ આપે છે અને લે છે, માલના વીમા ઉતરાવે છે, કેટલાક દહાડીઓ પણ મુંડાવે છે તો પણ તેમને તો સારા ગણી તેમની દુકાનોમાં રોજ એ ભાઇઓ જાય છે. ક્રીકેટની મેચોમાં, ઘોડાની શરતોના મેદાનમાં, અને આવા વેપારી ભાઇઓની દુકાનોમાં જવા માટે કદી એમ કહેવામાં આવ્યું છે કે ત્યાં શરીઅત વિરૂદ્ધના કામો જોવામાં આવે છે તેથી અમે ત્યાં જઇ શકતા નથી. ઉરસમાં શરીઅત વિરૂધ્ધની વાતો તેટલી બધી ન હોય તો પણ તેમને ગમે ત્યાંથી દેખાઇ આવે છે! અને ઉપલા ત્રણ ઠેકાણે ઉઘાડી રીતે શરીઅત વિરૂધ્ધની વાતો હોય છે તો પણ કોણ જુવે છે! જુગાર રમવો, તાડી પીવી, બેપરદા ઓરતોનું ફરવું, બેન્ડ વાજાં વાગવાં એ બેશક સારી ચીજો નથી, પણ આ ચીજો તો ઉરસ સીવાય બીજે બધે ઠેકાણે રાત દીવસ ચાલુ છે. જો આ બુરી ચીજોને મટાડવાની ખાસ કાળજી હોય તો પ્રથમ તેના મથકો તોડવા જોઇએ જ્યાં રાત દીવસ તેનો ઉપયોગ થાય છે, શહેરોમાં દારૂ તાડીના પીઠાં ધમધોકાર ચાલી રહ્યા છે, બેપરદા ઓરતો આખા બજારમાં રાત દીવસ ફરે છે, વેશ્યાઓના બજાર ઉઘાડાં છે, શરતના મેદાન અને

સટ્ટા બજારોમાં ઉઘાડે છોગે જુગાર ચાલી રહ્યો છે, તો એવાં ઠેકાણે જઇને કોઇ ભાઇએ શરીઅતના મસલા કહેવાની જરા પણ કાળજી રાખી છે ? જે ચીજ હરામ છે તે હરામજ છે, અને તેને દરેક ઠેકાણે તોડવાની કોશીશ કરવાની છે. આવી ચીજો માટે ઉરસને બદનામ કરવા અને બીજી જગાઓ માટે ચુપ રહેવું એ પણ જો શરીઅત હોય તો તેમ થવા દો ! આપણે આપણા ભાઈ-ઓને ક્રીકેટ, સરતો, અને વેપારીઓની દુકાનો માટે કાંઇ બદનામ કરવા માંગતા નથી કે તેમનાં એબ કહાડવા માંગતા નથી, પણ દલીલને ખાતર હકીકત રજુ કરીએ છીએ. તે ઉપરાંત કોઇ કલેકટર કમીશનર કે ગવરનરની પાર્ટી હોય છે તો ત્યાં શરાબ પીનારા શરાબ પીએ છે, બેન્ડના વાજાં વાગે છે. બેપરદા ઓરતો હોય છે નો ત્યાં ભાઇઓ એવી દલીલો કયાં ઉભી કરે છે ! ત્યાં તો જ્યારે શહેનશાહની સલામી બેન્ડવાળા વગાડે છે ત્યારે માનને ખાતર સઉને વાજાં વાગતી વખતે ઉભા થવું પડે છે એ કોણ નથી જાણતું ? આવી ચીજો જયાં થાય છે તોમ ભાઇઓ ખુશીથી જાય છે અને એજ ભાઇઓની આલીમો ખુશામતો કરે છે અને તેમને ત્યાં ખેરાત લેવા દોડતા જાય છે ! જો આનુંજ નામ સુન્નતની પેરવી હોય તો એમાં પેલી બુરી ચીજોમાં ભાગ લેનારા ભાઇઓનો શું વાંક ! જે ચીજ નાદુરસ્ત છે તે તો જેમ ઉરસના ઠેકાણે નાદુરસ્ત છે તેમ બીજે ઠેકાણે પણ નાદુરસ્તજ છે, માટે તેનો તો દરેક ઠેકાણે ખ્યાલ રાખવાનો છે.

અહીં જે દલીલો આપવામાં આવી છે તે ફક્ત ધ્યાનમ લેવાની ખાતરજ આપવામાં આવી છે કે ભાઇઓ તે ઉપર ગોરાં

કરે અને ખુદાને હાજરનાજર જાણી ઇન્સાફ કરે કે આમાં ખોટું શું કહ્યું છે. જો હક બ્યાજબીપણાની નજરથી સાચો તોલ કરવામાં આવશે તો ભાઇઓને પુરેપુરી ખાત્રી થઈ જશે કે ઉરસમાં શામીલ નહીં થવાની જે દલીલો ઉપર પ્રમાણે કરવામાં આવે છે તે કેટલે દરજ્જે બ્યાજબી છે. આમાં કોઇ ભાઇઓ એવી દલીલ કરે છે કે ઉરસમાં દહાડો મુકરર કરવામાં આવે છે, ત્યાં રોશનીનો ઇસરાફ ખરચ થાય છે, અને કવ્વાલી થાય છે તેથી અમે શામીલ થતા નથી ! તો તે ભાઇઓને આપણે કહીશું કે લોકોને નક્કી કરેલા દીવસે ભેગા થવાનું સુગમ પડે તેથી દહાડો મુકરર કરવામાં આવે છે, નહીં તો ફાતેહાનો સવાબ તો ગમે ત્યારે પહોંચી શકે છે. નીકાહનો દીવસ, મદરસાના જલસાનો તેમજ જમીઅતુલ ઓલેમા તથા ખીલાફત કોન્ફરન્સ વિગેરેના જલસાના દીવસો પણ નક્કી કરવામાં આવે છે અને તેનો હેતુ પણ લોકો નીમેલે દીવસે બધા ભેગા થાય એમ હોય છે. આવા દીવસો તો ખીલાફતની ચળવળ વખતે ઘણા પણ નક્કી કરવામાં આવ્યા હતા એ કોણ નથી જાણતું ? ઇદે કમાલીઆ, યઓમુલ ગાંધી (ગાંધી ડે), યઓમુલ-અલી બીરાદરાં (અલી બ્રધર્સ ડે), યઓમુલ-જઝીરતુલ અરબ વિગેરેના દીવસો મુકરર કરવામાં આવ્યા હતા અને તે દીવસે ભારે ધામધુમ અને રોશનીઓ પણ થઇ હતી. વળી જ્યારે જમીઅતુલ ઓલેમા, ખીલાફત કોન્ફરન્સ, જમીયતે તબલીગુલ ઇસ્લામ વિગેરેના જલસા થાય છે ત્યારે મંડપો નંખાય છે, રોશની થાય છે, અને સારી રીતે ખાવાનું પણ રંધાય છે જેની હકીકત મોટા મોટા હેડીંગથી છાપાંઓમાં છપાય છે. આ જગ્યાઓના ખાણાંમાં તો મોટા મોટાજ

હોય છે, મરીઓને તો ત્યાં કોઇ પેસવા પણ દેતું નથી. આ જે બધું થાય છે તે દરેક સંસ્થાના પ્રોપેગેન્ડા માટે થાય છે. ઉરસ એ તબલીગનો પ્રોપેગેન્ડા છે. તેમાં હજારો માણસો ભેગા થાય છે તો તે બધાની સવડને માટે ત્યાં રોશની થાય તો લોકોને જવા આવ-વાની સહેલાઇ થાય અને રાહત મળે. ઉરસોમાં કવ્વાલી થતી હોય તો તે એક ઇખતીલાફી બાબત છે. જેને માટે ઇખતીલાફ—મતભેદ હોય તેને માટે નકામો શોર મચાવવા કરતાં જો પોતાને તે નાપસંદ હોય તો તેમાં ભાગ લેવાની જરૂર નથી. ઉરસો એ ઇસ્લામી સંગઠન —એકસંપી—અને ભાઇચારાના હેતુથી કરવામાં આવે છે તો પછી તેમા બેદીલી અને કજીઓ પેદા થાય એવું કરવા કરતાં ચુપકીદી ધારણ કરવી એ વધારે સારૂં છે. દફ વગાડવાની તો ઇસ્લામમાં છુટ છે તો ગેરકોમની ખાતર તબલીગને માટે કદાચ ઢોલક વિગેરે વાગે તો જેમ ખીલાફતની તબલીગ વખતે વાજાં વાગતાં હતાં અને ભાઇઓ ચુપ હતા તેમ આમાં પણ ચુપ રહેવામાં શું વાંધો છે ? ઇસાઇ તબલીગને ફાયદો ન પહોંચે તેટલા માટે તો બેંકનું બ્યાજ જે તદન હરામ છે તે હલાલ કરી નાખવાની મસલેહત મોટા મોટા આલીમોએ ખોળી કાઢી છે તો આ ખાસ ઇસ્લામની તબલીગના ફાયદાની વાત છે તો તેમાં નકામી હોહા કરવાની જરૂર શું છે ? ખીલાફત જે દીનનો એક ભાગ છે તેને માટે શું શું ચીજો થઇ અને આલીમોએ તે કેમ ચલાવા લીધી તેનો વીચાર કરવાની જરૂર છે. ઉરસ એ તો ખાસ દીનની તબલીગ છે તો તેને માટે પણ ઇન્સાફની રાહે ખ્યાલ રાખવો ઘટે છે. ઉરસોમાં કેટલેક ઠેકાણે ગેરવાજબી વાતો બેશક થતી હશે પણ તે સારા માણસો તેમાં ભાગ

નહીં લેવાથીજ થતી હોય તો નવાઇ જેવું નથી. જો સારા સારા માણુસો તેમાં ભાગ લે તો કંચનીઓ ત્યાં આવી શકે નહીં, જુગાર ચાલે નહીં, કે વધારે બેપરદગી થાય નહીં પણ સારા માણુસો ઉપલી દલીલ કરી નકામા આઘા રહે તેથી બુરાઇનો પ્રસંગ વધારે આવે એ બનવાજોગ છે. વળી કેટલાક ભાઇઓ તો ઉરસ કરનારા જાણે ખાસ મુશરીક હોય એમ ગણી બેસે છે! તેઓ મુસલમાન ભાઇ છે અને કલમો પઢનારા છે તોપણ તેમને એ ઇલઝામ આપવા ચુકતા નથી! તેઓ આ મુસલમાન ભાઇઓને તો મુશરીક ગણી કહાડે છે; પણ જ્યારે કોઇ મુશરીક લીડર, અમલદાર કે મોટા વેપારી જેની સાથે તેમને સંબંધ હોય છે તે આવે છે ત્યારે તેને જબરૂં માન આપી તેની ટાપલે ટાપણી તારીફ જાહેર જલસાઓમાં કરે છે. આ લોકો ખાસ મુશરીક હોય છે તો પણ એ ભાઇઓનું વર્તન તેમની સાથે ઘણુંજ સલુકવાળું હોય છે. આને માટે કાંઇ વાંધો નથી. પણ જ્યારે તેઓ તેમને ખાસ શીરક કરનારા જાણે છે તો પણ માન આપે છે તો પછી આ ઉરસ કરનારા જે કલ્માગો મુસલમાન ભાઇઓ છે તેમને માટે બુરી લાગણી રાખે તો તમની મરજી! આને જો તેઓ ઇન્સાફ સમજતા હોય તો કોઈ ના કહેતું નથી! વ્યાજ ખાવું, તસવીરો પડાવવી વોમા ઉતરાવવા, સટ્ટા કરવા, દહાડી મુંડાવવી, નાટકો અને તમાશા જોવા એ સર્વ ચીજો હરામ છે તો પણ એવા કામ કરનારા ભાઇઓથી આપણે તથા આલીમોએ કયારે જાહેર નફરત રાખી છે! ખીલાફતની ચળવળમાં જે વાતો થઇ તેનાથી તો ઘણીજ ઓછી વાતો ઉરસોમાં થાય છે તો તે વખતે તો બધાજ ભાઇઓ તે સાંખી લેતા હતા તો પછી અહીં શું વાંધો છે!

કેટલાક ભાઇઓ કદાચ એમ કહે કે ઉરસ કરનારાઓ આ વાતો પોતાની મનસબ અને કમાઇ માટે કરે છે! તો આપણે કહીશું કે કોઈ માણસ બુઝુર્ગનો ઉરસ કરી જુવે અને પછી કહે કે એમાં ખરચ થાય છે કે કમાઇ? આમાં હેતુ તો ઇસ્લામી સંગઠન અને તબલીગનોજ છે જેના ફાયદા આગળ જણાવી ગયા છીએ. તો પણ કદાચ આપણે એ ભાઇઓના કહેવા પ્રમાણે એમજ માનીએ કે તેમાં ફાયદો છે તો તે નહીં જેવોજ છે. આ બાબતની ખાત્રી ન થતી હોય તો કોઇ ભાઇ એક કે બે વરસ આવું કામ કરી જુએ. એટલે એને પોતાની મેળે અનુભવ થઈ જશે અને પછી તેને ખાત્રી થશે કે એમાં નફો કેટલો થાય છે. કદાચ કોઇ હુશીયાર માણસ ખરચ કરતાં કાંઈક વધું બાર મહીનાની મહેનને મેળવે તો તેના કરતાં તેની જાત મહેનત અને રખડપટ્ટી એટલી બધી હોય છે કે જેની કાંઇ હદ નહીં. આનો પણ અનુભવ કોઇ ભાઈને લેવા હોય તે લઇને જોઇ લે! અને કદી કાંઈ મળતું પણ હોય તો એ તેમની તબલીગની મહેનતના હીસાબમાં કાંઇ નથી. બાર મહીના મુશકેલીથી રોટલા મળ્યા એ તેમની મહેનત અને તબલીગના પ્રમાણમાં કાંઇજ નથી. તેઓ ગમે તેમ મહેનત કરી તબલીગ તો કરે છે. પણ તેને માટે તેઓ બીજા લોકો પાસેથી હાલ જેમ તબલીગના નામે મોટા મોટા ફાળા લેવામાં આવે છે તેમ નાણા માંગતા નથી. કદાચ કોઇ પોતાની રાજી ખુશીથી રૂપીયો બે રૂપીયા આપતું હશે તો તે તેમને મળતું હશે. આવી આવક કાંઇ વધારે હોતી નથી પણ જુજજાજ હોય છે અને તેમાં તબલીગનું કામ ચાલે છે. તબલીગના નામે લોકો પાસેથી

નાણાની મોટી મોટી રકમોના ફાળા લેનારાઓ કરતાં તો આ લોકો સારા છે કે નાણા માંગતા નથી અને વગર માંગે થોડી ઘણી પણ તબલીગ પોતાની ગુંજાસ પ્રમાણે હંમેશાં કરે જાય છે. તેઓ તબલીગ પણ કરે છે અને પોતાનું ગુજરાન પણ ચલાવે છે. તબલીગનું આ જુનું ખાતું ન તુટે એ ખ્યાલથી તેઓ મહેનત કરીને પણ ચલાવી રહ્યા છે. તેઓ આપણી પાસે એને માટે કાંઇ માંગતા નથી, પણ આપણે કોઇ વખત ખુશીથી કાંઇ આપીએ તો તે લે છે. આને માટે તેમને નકામા શા માટે બદનામ કરવામાં આવે છે એ સમજાતું નથી. આના કારણો આગળ અપાઇ ગયા છે, અને તે એ છે કે તેઓ કબરોથી લોકોને જોડેલા રાખે છે, ઇસ્લામી સંગઠન મજબુત કરે છે, અને તબલીગ પણ કરે છે એ ઇસ્લામના હરીફોને પસંદ પડતું નથી. એટલે પૈસા ખરચીને પણ તેમને બદનામ કરી તોડવાની હીકમતો થાય છે. પગારદાર માણસો શીરક અને બીદઅતની વાતો ઉભી કરી લોકોને તેમના વિરૂદ્ધ ભંભેરે છે અને કોમમાં પાર્ટીઓ પડાવવા કોશીશો કરે છે. એમાં મતલબ બીજી હોય છે પણ ભાઇઓ એકદમ તે સમજી શકતા નથી, અને તેથી બીજાઓના કહેવાથી આ લોકો માટે જેમ તેમ બોલી નાખે છે. પણ વખત આવે એ ભાઇ-ઓને સમજાઇ જશે કે આમાં શું ભેદ છે નફરતની નજરથી જોવું અને ખાલીસ લાગણીથી જોવું એમાં ઘણો ફેર છે. નફરતની નજરથી દરેક ચીજ નફરતવાળી દેખાય છે અને ખાલીસ લાગણીની નજરથી દરેક ચીજમાં કરનારાઓની નેક નઇયત માલમ પડી આવે છે. આને માટે ફકત ખાલીસ લાગણીવાળી નજરનીજ જરૂર છે. હાલ તો શીવાજી જેણે મરાઠાઓનો થોડો ઘણો સંસારી ફાયદો કરી દેખાડ્યો

તેની જયંતીઓ કરવા હીંદુ ભાઇઓ તઇયાર થયા છે અને બુઝુર્ગ ઓલીયાઓ જેમણે તબલીગનું જબરૂં કામ કરવામાં પોતાની જાત ફના કરી દીધી છે, તેમની જયંતી-ઉરસ કરવામાં પણ કેટલાક મુસલમાન ભાઇઓને બુરાઈ દેખાય છે એ પણ તાજુબની વાત છે! પણ એમાં એમનો વાંક નથી. જ્યાં હીકમતથી કામ થતું હોય ત્યાં આવુંજ થાય છે. મક્કા મોઅઝમા અને મદીના મુનવ્વરામાં મહાન બુઝુર્ગોની પાક કબરો વહાબીઓએ તોડી નાંખી તેની પેરવી અહીં પણ થાય એવી ધારણા ચોતરફ રખાઇ રહી છે. ત્યાં આ પાક કબરો તુટી તો ઇબ્ન સઉદના જેટલા અહીં વહાબી અકીદાવાળા ગોઠીઆ છે તે તેની વિરૂદ્ધ કયાં એક અક્ષર પણ બોલ્યા છે? હજુ તો તેના તરફેણમાંજ વાતો કરી રહ્યા છે?

(મુંબઇ સમાચાર, તા૦ ૨૦-૪-૧૯૨૭).



# વહાબી અકીદા હીંદુસ્તાનમાં કેમ ફેલાયા.

## મહાન પયગમ્બરની લાશ મુબારક કહાડી જવાના થયલી કોશીશો.

### વકફના આગેવાનોએ કબરોનો રાખવો જોઇતો ખીયાલ.

### દરગાહો અને ખાનકાહોને સારી હાલતમાં રાખવાની જરૂર.

(લી૦ ઇસ્લામી સેવક.)

(૧૩)

આપણે આગળ કહી ગયા છીએ કે મહાન હઝરત પયગમ્બર (સ૦) નો રોઝે મુબારક ઇસ્લામના હરીફોને ઘણો ખુચે છે, કારણકે ત્યાં લાખો માણસો દર વરસે ભેગા થાય છે તેથી ઇસ્લામી જમાત અને સંગઠન હંમેશને માટે કાયમ રહે છે અને હરીફો આ જમાત તોડવા માંગે છે. જો આ રોઝો અને મઝાર પાક નાબુદ થઇ જાય તો પોતાની મેળે હરીફોનો હેતુ પાર પડી જાય. આને માટે તો અસલથી હરીફોની કોશીશો જારી છે. ઇસ્લામી તવારીખથી એ વાત સાબીત છે કે મહાન હઝરતની લાશ મુબારકને કબરમાંથી કહાડી જવા માટે પહેલાં મદીનામાં બે માણસો મુસલમાનોના પહેરવેશમાં આવી ખાસ મુસલમાનો હોવાનો દેખાવ કરી મદીનામાં રોઝા મુબા-

રકની બાજુમાં એક મકાન રાખીને રહ્યા હતા. દીવસે તેઓ જંગલમાં કામ કરવા જતા હતા અને રાતે પોતાના રહેવાના મકાનમાંથી હઝરતની કબર તરફ સુરંગ ખોદતા હતા લાશ મુબારક કહાડી જવા તેમણે લાંબી સુરંગ છાનેમાને ખોદી હતી. પણ જ્યારે થોડી ઘણી જમીન ખોદવાની બાકી રહી ગઇ ત્યારે મહાન હઝરતે મીસરના ખલીફાને બશારત આપી કે બે જણા કુતગ તરીકે મને ત્રાસ આપી રહ્યા છે જેથી મને ઘણી તકલીફ થાય છે, માટે તું મદીને આવી એમને ઠેકાણે પાડ. આટલું કહી તે બે જણાની શીકલ પણ તે ખલીફાને ખ્વાબમાં દેખાડી જેથી ખલીફા એકદમ તૈયાર થઇ મદીને આવ્યા. તેમણે આખા શહેરના લોકોને ભેગા કરી તેમની શીકલો જોઈ તપાસ કરી, પણ કાંઇ પતો લાગ્યો નહી. છેવટે ઘણી કાળજીથી પુછપરછ કરતાં તેમને જણાયું કે બે જણા ઘર ભાડે રાખીને રહેલા છે તે દીવસે જંગલમાં કામ કરવા જાય છે અને રાતે ઘેર આવીને સુઇ રહે છે. આ બંને જણા ઉપર મદીનાના લોકોને જરા પણ વહેમ નહોતો. પણ જ્યારે ખલીફાએ એ બે જણને પોતાની રૂબરૂ લાવવાનો હુકમ કર્યો અને તે આવ્યા ત્યારે જે શીકલ તેમણે સ્વપ્નામાં જોઈ હતી એજ માલમ પડી. આ ઉપરથી ખલીફાએ ઉંડા ઉતરીને તપાસ કરવા માડી તો જણાયું કે તેઓ પરદેશી છે અને થોડા વખતથી ત્યાં આવીને રહેલા છે. આથી તેમને પાકો શક ગયો. અને જ્યારે તેમના રહેવાના ઘરની ઝડતી લીધી તો તેમાં ખાડો ખોદેલો જણાયો. ત્યાં જઇ તપાસ કરી તો માલમ પડયું કે એક મોટી સુરંગ ખોદેલી હતી. આથી ખલીફાની ખાત્રી થઇ કે આ કામથીજ મહાન હઝરતને તકલીફ થઇ છે, અને તેમને બશારત આપી

છે, અને ખ્વાબમાં દેખાયલી શીકલ એજ છે. જેથી એ લોકો ઉપર સખતી કરવા માંડી અને આખરે એમણે કબુલ કર્યું કે તેઓ એ કામ હઝરતની લાશ મુબારક કહાડી જવા કરતા હતા. આથી સાબીત થાય છે કે મહાન હઝરતની પાક કબરમાંથી લાશ લઈ જવામાં તેમનો એ હેતુ હતો કે લાશ ચાલી જાય તો કબર ખાલી પડે અને ત્યાં કોઇ ઝીયારત કરવા આવે નહીં, અને લોકોનો જમાવ ટુટે. આ વાતની જ્યારે ખલીફાને ખાત્રી થઈ તો તેમણે કબરની આસપાસ ઊંડે છેટે સીસું તપાવીને મોટા જથામાં રેડાવ્યું અને એ જમીન એવી મજબુત કરી કે ફરી કોઇથી સુરંગ ખોદી શકાયજ નહી. આ બે માણસોને કત્લ કર્યા અને ત્યાં બારીક દેખરેખ જારી રખાવી. પણ આથી હરીફો શું કરવા માંગે છે તે ચોખ્ખુ સમજાઇ ગયું. આ વાત ઇતીહાસની છે જે ઘણા પુસ્તકોમાં ઉઘાડી રીતે બતાવેલી છે. અને જેને ખાત્રી કરવી હોય તે વાંચી કરી શકે છે.

જ્યારે હરીફો આ બાબતમાં ન ફાવ્યા અને સીસું પુરવાથી હવે એ કામ બની શકશે નહીં એવી તેમને ખાત્રી થઇ ત્યારે તેમણે બીજી હીકમતો કરવાની કોશીશ કરવા માંડી. કેટલાક લોકો મુસલમાનોનો વેશ લઈને અરબસ્તાનમાં ફરતા અને એ મતલબ પાર પાડવા રાત દહાડો એજ ખ્યાલમાં રહેતા. તેમણે લાખો રૂપીઆ ખરચી નાંખી વહાબી અકીદાઓનું મંડાણ મંડાવ્યું, અને મુસલમાનોનીજ મારફત એવી વાતો ઉપર જોર દેવાડવા માડયું કે હઝરનો રોજો એ "મોટો બુત" છે અને ત્યાં જવું એ ચોખ્ખી બુતપરસ્તી. મુરતીપુજા કરવા જેવું છે. આ પાયો અરબસ્તાનનાં નજદ પ્રાંતમાં નંખાયો જેને માટે મહાન હઝરતે પેશીનગોઇ કરી હતી અને ભવિષ્ય

ભાખ્યું હતું કે એ જગાએથી શેતાનનું શીંગડું ફુટશે અને ભારે બુરાઇ—ફીસાદ પેદા થશે. હઝરતની આ ભવિષ્ય વાણી સાચી પડી અને ત્યાંથીજ આ ચેપ શરૂ થયો. નજદનો વહાબી સરદાર આજથી સવાસો વરસ ઉપર બહારની મદદ મળવાથી [illegible] જોર ઉપર આવી ગયો અને તેણે મક્કા ઉપર ચઢાઇ કરી ઇ. સ. ૧૮૦૩ માં મક્કા કબજે કરી લીધું. અને તુરકી સુલતાનથી ફરી જઇ બધે જુલમ કરવા માંડયો. પાક જગાઓની બેઇજજતી કરવા માંડી અને મદીના શરીફ કબ્જે કરી હઝરતના રોજા મુબારકનો ઘુમટ તોડી નાંખ્યો, અને હરમ શરીફમાં ઘોડા બાંધી તે જગાને લીદ અને પેશાબથી નાપાક કરી. આ વખતથીજ મહાન હઝરતના રોજા મુબારકને તોડવાની અને તેનું નામ નીશાન મટાડી દેવાની કોશીશ ચાલુ છે. પાલગ્રેવ નામનો એક ઇસાઇએ પોતાની અરબસ્તાનની મુસાફરીનું એક પુસ્તક અંગ્રેજીમાં લખેલું છે તેમાં તેણે ચોખ્ખુ બતાવ્યું છે કે નજદના વહાબી હાકેમે તેનો સારો આદરસત્કાર કર્યો અને તેને દરેક સવડ પુરી પાડી પાલગ્રેવ નજદમાં ઇ. સ. ૧૮૬૩માં ગયો હતો. તે પછી ઇ. સ. ૧૮૬૫માં લેફટેનન્ટ કરનલ લુઇ પૅલી (Sir Lewis Pelly) નામનો ઇસાઇ સખસ નજદના વહાબી સરદારનો મેમાન થઇ ગયો હતો અને તેણે તે સરદાર સાથે છુપી મસલત ચલાવી હતી આ શખસે "પોલીટીકલ મીશન ટુ નજદ" નામનું એક પુસ્તક લખ્યું છે જે એ બાબતની ચોખ્ખી સાક્ષી પુરે છે. આ પ્રમાણે નજદના વહાબીઓ સાથે એ લોકોનો સંબંધ ઘણા જુના વખતથી જારી છે. ઉપલી પાલગ્રેવ તથા પૅલીની હકીકત તો મી. ટામસ પેટ્રીક હયુજીસની "ડીક્ષનેરી ઓફ ઇસ્લામ" નામની અંગ્રેજી

ચોપડીમાં પણ વહાબીઓ વીશેના વર્ણનમાં મોજુદ છે, જે કોઇ પણ જોઇને ખાત્રી કરી શકે છે. એ લોકો નજદના વહાબીઓ સાથે ખાસ સંબંધ ધરાવે છે તેના જુના દસ્તાવેજી પુરાવા પાંસઠ વરસના આવી રીતે નીકળી આવે છે. પાલગ્રેવ ત્યાં ઇ. સ. ૧૮૬૩ માં ગયો હતો જેને આજે ચોસઠ વરસ થયાં છે.

આ વહાની અકીદાઓની ચળવળ અરબસ્તાનમાં જોરથી છુપી રીતે ચાલતી હતી તેવામાં ઇ૦ સ૦ ૧૮૨૨ માં બરેલીના સૈયદ એહમદ નામના શખસ મક્કે હજ કરવા ગયા. આ શખસ પહેલાં ટોંકના પીંડારી સરદારના ત્યાં સવારોમાં નોકર હતા, અને તદન અનપઢ હતા આ પીંડારી લોકો દેશમાં લુંટફાટ કરતા અને પોતાનું ગુજરાન ચલાવતા એ આપણે ઇતીહાસપરથી સારી રીતે જાણીએ છીએ. સૈયદ એહમદે પીંડારાઓના લશકરમાં કામ કીધું હતું તેથી મુલકો કેમ લેવાય છે અને લોકો ઉપર કેમ દાબ પડાય છે એ તેમના સારી રીતે જાણવામાં હતું. તેમની નોકરી પીંડારાઓના લશકરમાંથી છુટી જવાથી તેઓ ફરતા ફરતા દીલ્હી આવ્યા અને ત્યાં મોલવી ઇસમાઇલ જે મઉલાના શાહ અબદુલઅઝીઝ સાહેબ મોહદીસ દેહેલવીના ભત્રીજા હતા તેમને મળ્યા. મોલવી ઇસમાઇલ આ વખતે જુવાન ઉમરના હતા અને તેમને આગળ પડવાનો ઘણો જોશ હતો તેથી તેમની સાથે મસલત થઇ. મોલવી ઇસમાઇલે તેમને પોતાના પીર બનાવ્યા અને તેમની તારીફમાં એક "સીરાતુલ મુસ્તકીમ" નામનું પુસ્તક બહાર પાડી લોકોમાં છુટથી તેનો ફેલાવો કર્યો અને તેમનો દરજ્જો ઘણો વધાર્યો. બીજા પણ આલીમ તેમણે પોતાની સાથે લીધા અને સઈયદ એહમદને

તેઓ અભણુ હોવા છતાં એક દીનના મોટા પેશવા જાહેર કરી હીંદુસ્તાનમાં બધેબધ ફરવા માંડયું. સય્યદ એહમદની સાથે સારા ભાષણો કરનાર બે ચાર મોલવી હોવાથી તેમનો મરતબો વધ્યો અને તેમને લોકો તરફથી નજરાણામાં પઇસો પણ મળયો. આ પઇસાથી મોલવીઓને પણ લાભ મળતો અને બીજા જે સાથે આવતા તે પણ ફાયદો ઉઠાવતા. આ રીતે ચળવળ સારી ચાલી. પઇસો મળવાથી મોલવી ઇસમાઇલ સય્યદ એહમદને લઇ મક્કે ગયા ત્યારે વહાબી સત્તા કમજોરીપર હતી, પણ વહાબી આલીમો નજદના વહાબી સરદાર તરફથી વહાબી અકીદાઓ છુપી રીતે ફેલાવતા અને લોકોને પોતાની તરફ ખેચવા કોશીશ કરી રહયા હતા. વહાબીઓનો અમલ મક્કામાં નવ વરસ રહયો હતો. ઈ. સ. ૧૮૧૪માં અબદુલ્લાહ ઇબ્ને સઉદ નજદની ગાદી ઉપર આવ્યો ત્યારથી તેમની પડતી આવી હતી. આ નજદી લોકો તુરકી સુલતાનથી ફરેલા હોવાથી સુલતાનના લસ્કરના સરદાર ઇબ્રાહીમ પાશાએ અબદુલ્લાહ ઇબને સઉદને ચડાઇ કરી કેદ કરયો અને તેને ઇસ્તંબોલ મોકલી દીધો જયાં તેને ઇ. સ ૧૮૧૮ માં કતલ કરવામાં આવ્યો. આ પછી વહાબી અમલ નબળો પડી ગયો હતો. પણ વહાબી અકીદાના આલીમો છુપી રીતે કામ કરી રહયા હતા. આવો મામલો ચાલતો હતો તેવામાં ઇ. સ. ૧૮૨૨માં સય્યદ અહમદ પણ ત્યાં જઇ પહોંચ્યા અને વહાબી આલીમોનો તેમની સાથે સમાગમ થયો. આ સમાગમ પછી તેઓ બીજે વરસે હીંદુસ્તાન પાછા ફરયા અને સાથે વહાબી અકીદાઓ પણ લેતા આવ્યા. અબદુલ વહાબ નજદી જે મુળ વહાબી સરદાર થઇ ગયો છે તેની બનાવેલી "અત્તકવીઅ" નામની અરબી કીતાબનો મોલવી

ઈસમાઈલે તરજુમો કર્યો અને તેને "તકવીયતુલ-ઈમાન"નું નામ આપી એ કીતાબ બહાર પાડી. આજ કીતાબ વહાબી અકીદાઓની જડ કહેવાય છે. આ કીતાબ બહાર પડી અને વહાબી અકીદાઓ અહીં ફેલાવવા માંડયા. આ કીતાબનો ગુજરાતી તરજુમો સુરત પાસેના રાંદેર ગામમાં એક મોલવી સાહેબે કર્યો છે અને તે ઘણા વખતથી છપાઈ બહાર પડી ગયો છે, જેનો હવાલો મોલવી અબ્દુલ હઈ સાહેબની "અલ-જવાહેરૂંઝ-ઝવાહીર" નામની કીતાબના દીબાચાના ૨૧માં પાને દીલ્લીવાળા મોલવી કીફાયતુલ્લાહ સાહેબની સહીથી સારી તારીફ સાથે આપવામાં આવ્યો છે.

મોલવી ઈસમાઈલ દેહેલવીના ત્યાં ઈસાઈ પાદરીઓ હમેશાં મહેમાન થઈને આવતા હતા. અને તેમની સાથે સારો સંબંધ ધરાવતા હતા. દીલ્લીવાળા મીરઝા હેરતે મોલવી ઈસમાઈલની હકીકતની એક ઉરદુ કીતાબ ઘણો વખત થયાં બહાર પાડી છે. તેના ૨૮૩ મા પાને તેમણે લખ્યું છે કે 'શાહ અબ્દુલ અઝીઝ સાહેબનું મકાન તો મુસાફરો માટે ખુલ્લું હતું તે એટલે સુધી કે ઈસાઈ પાદરીઓ પણ ત્યાંજ મુકામ કરતા હતા. અને તેમની ત્યાં સારી રીતે સેવા ચાકરી કરવામાં આવતી હતી." આ મહેમાનદારી ગમે તે કારણે કરવામાં આવતી હશે, પણ તે ઉપરથી એટલું તો ચોખખું જણાય છે કે મોલવી ઈસમાઈલ ઈસાઈ પાદરીઓ સાથે સારો સંબંધ રાખતા હતા. આથી તેમણે એક મુસલમાનના સવાલના જવાબમાં કહ્યું હતું કે અંગ્રેજો સાથે જીહાદ કરવી વાજીબ નથી આપણે તેમની રઈયત છીએ અને અંગ્રેજો આપણા દીની કામમાં હાથ નાખતા નથી તેથી મુસલમાનોની ફરજ છે કે રખેને કોઈ બીજો સખસ અંગ્રેજો ઉપર હુમલો

કરે તો તેની સાથે લડવું અને અંગ્રેજોને આંચ આવવા ન દેવી. આ હકીકત મીરઝા હેરત દેહલવીની ઉપલી કીતાબના ૧૫૯મા અને અને ૨૯૭મા પાને મોજુદ છે. આથી આપણે એજ બતાવવા માગીએ છીએ કે મોલવી ઇસ્માઇલ દેહેલવીનો પાદરીઓ સાથે ઘણો સંબંધ હતો. અને એ સંબંધને લઇનેજ તેમણે ઉપર પ્રમાણે ફતવો આપ્યો હોવો જોઇએ, અને શીખ લોકો જે તે વખતે ઇસાઇઓની સામે પડયા હતા તેમની સાથે જીહાદ કરવા ઇસ્લામના બચાવના નામે તૈયારી કરી હોવી જોઇએ. આનું પરીણામ એ આવ્યું કે સરહદના મુસલમાન અફઘાન સરદારો અને સીખો વચ્ચે જબરી લડાઇ જામી અને બંને છેવટે નબળા પડી ગયા અને ઇસાઇઓને ફાયદો થયો.

હવે મોલવી ઇસ્માઇલના પીર સૈયદ અહમદનો ઇસાઇઓ વિષે શુ ખ્યાલ હતો તે બતાવીશું. મીરઝા હેરત દેહેલવીની ઉપલી કીતાબના પાના ૨૯૪માં લખ્યું છે કે અમીરખાન પીંડારાના લશ્કરમાં સૈયદ અહમદ સાહેબ સાત વરસ સુધી રહ્યા તેમાં તેમણે એક નામના એ પેદા કરી કે અંગ્રેજો સાથે તેમણે અમીરની સુલેહ કરાવી દીધી. લોર્ડ હેસ્ટીંગ્સ જે હીંદુસ્તાનનો વાઇસરોય હતો તે સૈયદ અહમદના કામથી ઘણોજ ખુશ થયો. સૈયદ અહમદે મહા મુસીબતે અમીરખાનને શીશામાં ઉતાર્યો અને અંગ્રેજો તરફથી અમીરખાનને સમજાવ્યું કે અંગ્રેજોથી લડવું એ તમારી ઓલાદ માટે એક જબરૂં ઝેર છે. અંગ્રેજોની કુવત દીવસે દીવસે વધતી જાય છે અને બીજી કુવતો દીવસે દીવસે નબળી પડતી જાય છે. તમારી પછી તમારા લશકરને કોણ સાચવશે અને અંગ્રેજોના જબરા લશકરના સાથે કોણ મુકાબલો કરશે, માટે તમારે તેમની મરજી પ્રમાણે ચાલવું એમાં તમારી ભલાઇ છે. આ વાત

તેમણે અમીરખાનના મનમાં સારી રીતે ઠસાવી દીધી. જેથી અમીરખાન અંગ્રેજોની મરજી પ્રમાણે ચાલવા તૈયાર થઇ ગયો, અને તેને ટોંકનો મુલક મળ્યો સૈયદ અહમદના જોર દેવાથી અંગ્રેજો અમીરખાનને ઠેકાણે પાડવા ફતેહમંદ થઇ ગયા. આથી એટલું તો ચોખ્ખું નીકળી આવે છે કે ઇસાઇઓને ફતેહમંદ કરવા તેઓ હમેશાં આતુર હતા. તેઓ હમણા સુધી પીંડારા સરદારેના નોકર હતા. પણ હવે તેમણે તેની નોકરીમાંથી અલગ થઇ પોતાની મંડળી નવી જમાવી અને મોલવી ઇસમાઇલ તથા મોલવી અબદુલહઇ વિગેરેને પોતાની સાથે લઇ દીની સરદારી અખત્યાર કરી. આ દીની રંગથી પૈસા ભેગા કરી તેમણે શીખો સાથે મુકાબલો કરવા પોતાની યોજના પ્રમાણે લોકોની એક ટુકડી જમાવી અને સરહદ તરફ ફરવા માંડયું. તેમની લડાયક કોશીશથી લોકો દબાણમાં આવી જતા હતા. અને તેમની સત્તા જામતી જતી હતી. આથી વહાબી અકીદાઓ હરીફોના હેતુ પ્રમાણે ફેલાતા જતા હતા અને શીખો માટે જે ચીંતા રાખવામાં આવતી હતી તે પણ ઓછી થતી જતી હતી. સૈયદ અહમદ તથા મોલવી ઇસ્માઇલ કેવા સંજોગોમાં અને કેવા હેતુથી કામ કરતા હતા તે વિષે આપણે તેમને બુરા ગણવા માગતા નથી, પણ તેઓ જે કામ કરતા હતા તેથી ઇસાઇ પાદરીઓને દેખીતો ફાયદો થતો હતો. વહાબી અકીદાઓ બધે ફેલાતા જતા હતા તેથી ઇસાઇ મીશન ખાતુ જોરપર આવતું હતું. વહાબી અકીદા ફેલાવાથી કબરો અને દરગાહો જે ઇસ્લામી તબલીગ અને ઇસ્લામી સંગઠનના મુખ્ય સાધન હતાં તે તુટવા માંડયા અને ઇસ્લામીઓમાં પોતપોતામાં બેદીલી ફેલાઇ ઝઘડા થવા લાગ્યા. વહાબી અકીદાઓનો પ્રોપેગેન્ડા બધેબધ ઘણુ વખતથી

કેવા જોરથી ચલાવવામાં આવે છે તે આથી જોઇ શકાય છે. ઉપર ટપકે જોનારા આપણા ભાઇઓને હજુ એ પણ ખબર નથી કે આથી કેટલું ખંધું કામ થઇ જવા પામ્યું છે. હજુ પણ આવા અકીદાઓ પગારદાર કેટલા જોરથી ફેલાવવા છુપકીથી જેટલી બને તેટલી કોશીશ કરી રહ્યા છે. આવા ચોખ્ખા તવારીખી પુરાવા આપ્યા છતાં પણ જો આપણા ભાઇઓ ન માને તો તેમની મરજી! હાલ પણ વહાબીઓના અરબ એજન્ટની પેઢી મુંબાઇમાં મોજુદ છે અને પોતાના કામ માટે પૈસા ખરચે જાય છે. વહાબી સરદાર ઇબ્ને સઉદે અંગ્રેજ સરકાર સાથે જે કોલકરાર હાલ જાહેર રીતે કર્યા છે તેથી તો હવે સાફ ઉઘાડું થઇ ગયું છે કે તે જોરપર છે.

વહાબી અકીદાઓનો ફેલાવ થવાથી મહાન હઝરત પયગમ્બરનો મરતબો ઉતરીને સાધારણ થઇ જાય છે. તેમની મોલુદ શરીફ, તેમના નામ ઉપર અંગુઠા ચુમવા, તેમના રોઝા મુબારકની ઝીઆરત વિગેરે સૌ બંધ થાય છે. વળી લોકોની કબરો ઉપર ફાતેહા, નઝર ન્યાઝ, અને ઉરસ માટે જવાનું લોકો પાસે છોડાવવામાં આવે છે જેથી લોકો કબરો ઉપર જવાનું મુકી દે છે અને તેથી કબરો વિસારે પડી નાબુદ થઇ બીજાઓના હાથમાં ચાલી જાય છે. તેમજ દરગાહો ઉપર થતા ઉરસો બંધ થઇ જવાથી તબલીગી મથકો તુટે છે અને ઇસ્લામી સંગઠન અને જમાવ નાબુદ જાય છે અને તેમને લગતી જગ્યાઓ ખુલ્લી થઇ જાય છે. આવા દેખીતા નુકસાન ઇસ્લામ માટે તો થઇ રહેલા છે, તેથી બીજાઓ તે અકીદાઓના ફેલાવ માટે ઘણુ જોર દે છે અને તેને માટે પગારદાર માણસો રાખી રાત દીવસ કોશીશ કરે છે; એને માટે ઉપરા ઉપરી વાએઝો થાય છે અને રીસાલા

છપાય છે અને હમેશાં લોકોને સમજાવી એ તરફ ખેંચવામાં આવે છે પણ કોઇ એ વિચાર કરતું નથી કે આમાં ભેદ શું છે ? ઇસ્લામને પાક સાફ કરવાના નામે પગારદાર આલીમો ચોતરફ ફરે છે અને વહાબી ચેપ ફેલાવે છે. અને લોકોમાં બેદીલી પેદા કરી ભાઇઓ ભાઇઓમાં જુદાઇ પડાવે છે અને બીજાઓને રાહત કરી આપે છે. આ તમામ હકીકતથી આપણા ભાઇઓ સમજી શકે છે કે આ બધુ શા માટે થાય છે. આથી સાફ જણાય છે કે દરગાહોને આબાદ રાખવાની ખાસ જરૂર છે. વકફ ફંડના સાહેબો જો આ બાબત ઉપર ધ્યાન આપશે તો ઇસ્લામને ઘણો ફાયદો થશે અને તેમને જબરી નેકી મળશે. હાલ એજ ચીજો તબલીગ માટે ઘણી ઉપયોગી છે અને હાલ તબલીગની ખાસ જરૂર છે. માટે તે ચીજો સારી હાલતમાં રહે તો જોઇએ તેવો તબલીગને ટેકો મળે એ ઉઘાડું છે. વહાબી અકીદાઓની કીતાબો છાપવા નાણા આપવાં અને આ ચીજો જે તબલીગને માટે ખાસ જરૂરી છે તેને માટે નાણા આપવા એમાં કેટલો ફરક છે તે ભાઇઓ સારી રીતે સમજી શકે છે. આજ સુધી જે થયું છે તે ગેરસમજ અગર ગફલતથી થયું છે પણ હવે ખાસ કાળજી રાખવાની જરૂર છે. કેટલાક વકફ ફંડના ત્રસ્ટીઓ આ બાબત સારી રીતે સમજે છે અને દરગાહો અને ખાનકાહોને આબાદ કરે છે એમાં તેઓ દીનની ખાસ ખીદમત બજાવે છે. હવે ગફલત કરવાનો વખત નથી પણ ક્યાં ધ્યાન પહોંચાડવાથી વધારે ફાયદો થશે તે જોવાનું છે. મસ્જીદો આબાદ કરવી, મદરસા કાયમ કરવા એ સો સારી ચીજો છે પણ તે સાથે દરગાહો અને ખાનકાહોને પણ ભુલવા જેવું નથી. મસ્જીદો અને મદરસાઓમાં ગેર કોમના લોકો

આવી શકતા નથી, પણ દરગાહોમાં આવી શકે છે. અને તેથી ત્યાં તબલીગનું કામ સારી રીતે ચાલી શકે છે. પહેલાં તબલીગ કરનારા બુઝુર્ગો આવે છે, તેઓ સારી રીતે તબલીગ કરે છે, અને પછી ઉઠી જઇ આપણે માટે પોતાની કબરો યાદગાર તરીકે મુકી જાય છે. તે પછી તેના ઉરસો ચાલુ થાય છે અને ત્યાં લોકોનો જમાવ દર વરસે થવાથી તે જગા બધે ઠેકાણે મશહૂર થઇ જાય છે અને ત્યાં મથક બંધાય છે. લોકો ત્યાં હમેશા આવતા હોવાથી બુઝુર્ગની દુવાની બરકતથી પાછળથી ત્યાં મસ્જીદો બંધાય અને મદરસા પણ કાયમ થાય છે. અને ઇસ્લામની તરક્કી થાય છે. આ ઉપરથી જોઈ શકાય છે કે પહેલી ચીજ બુઝુર્ગોની કબરો અને દરગાહો છે જે પાછળથી મસ્જીદો અને મદરસાઓ પણ લોકો પાસે કાયમ કરાવી દે છે. જ્યાં જુવો ત્યાં આજ વાત હશે. કબરો અને દરગાહો પ્રથમ [illegible] છે તેથીજ તે ઉપર જોર દેવામાં આવે છે. આવો ઉત્રાડો મા[illegible] છે તો પણ તે તરફ ગફલતની નજરથી જોવામાં આવે એ અજાયબી ભરેલું છે; પણ આમાં ભાઇઓનો વાંક નથી. તેનું કારણ તો જુદુંજ છે જે ભાઇઓના હવે સમજવામાં આવી ગયું હશે. હીંદુઓમાં આર્યસમાજ પણ આ વહાબી ધોરણ ઉપરજ કાયમ થઇ છે. જેવા મુસલમાનોમાં વહાબી અકીદાઓ ઉભા થયા છે તેવાજ હીંદુઓમાં આર્યસમાજી અકીદાઓ ઉભા થયા છે અને બંને પોતપોતાની કોમને વગર સમજે નુકસાન કરી રહ્યા છે. પણ પાછળથી બંને કોમોને માલુમ પડશે કે આ અકીદાઓએ સમાજનો પાયો કેવો હચમચાવી મુક્યો છે. સુધારાના નામે આ બંને ટોળાં કામ કરે છે અને ધરમનો ઉદ્ધાર કરવાને પોકારો બતાવે છે, પણ આકીનની મજબુતી

જે ધરમનો માટે ખાસ જરૂરની ચીજ છે તે છેજ ક્યાં ? દુનીયામાં આગળ વધવું એ સુધારો કે ઉદ્ધાર નથી પણ ધરમમાં—આકીનમાં પાકા થવું એજ ખરો સુધારો અને ખરો ઉદ્ધાર છે. જ્યાં પાકી ધરમની શ્રદ્ધાના વાખા હોય ત્યાં ઉદ્ધારની આશા રહી શકનીજ નથી. માટે બંને કોમોએ આંખો ઉઘાડવાની જરૂર છે. પાદરીઓ અને બીજાઓનો વાંક કહાડવાનો નથી. કારણકે દરેક જણને પોતાના ધરમની લાગણી હોય છે. તે પ્રમાણે તેઓ કરે તો એમાં એમને બદનામ કરી શકાય નહીં. તેમ સરકારનું બુપ કોઇ પ્રકરે બુરૂ બોલવાનું નથી. કારણકે તેને તો રાજધોરણની બાબતોને લઇને કામ કરવાનું હોય છે તેથી તેનો વાંક કહાડવાનો નથી. સૈયદ અહમદે તથા મોલવી ઇસમાઇલે અંગ્રેજ સરકારની સાથે વફાદારીની લાગણી રાખી તેને માટે પણ આપણે તેમને બુરા ગણી શકતા નથી, કારણકે એવી લાગણી રાખવી એ તેમનું કામ હતું. પણ અહીં તો કહેવાનું માત્ર વહાબી અકીદઓ માટેજ છે જે ઉપર તેમણે જોર દીધું. નજદના વહાબી હાકેમ અબદુલ વહાબની "અતઉહીદ" નમની વહાબી અકીદાવાળી કીતાબનો તેમણે તરજુમો કર્યો અને તેને "તકવીયતુલ—ઇમાન" નામ આપી એ કીતાબ બહાર પડી અને તેને અહીં છુટથી લોકોમાં વહેંચી અને આજ અકીદાઓ ઉપર કેટલાક મદારસા અહીં હીંદુસ્તાનમાં કાયમ કર્યાં, અને તેમની મારફત વહાબીયતને વધારે જોર મળી ગયું. જે મદરસાઓ સૈયદ અહમદ અને મોલવી ઇસ્માઇલને પોતાના ખરા દીની પેસવા અને સારા સુધારક માને છે તે આ વહાબી અકીદાનાજ ઘણા ભાગે હોય છે. મોલવી ઇસ્માઇલે કદાચ સારા હેતુથી એ કામ કર્યું હશે પણ તેનું પરીણામ તો આપણે

આમળ જોઈ થવા તેજ આવવા પામ્યું છે. આ તેમની "તકવીયતુ-ઈમાન" કીતાબ ઉપરથી બીજા પણ એવાજ અકીદાના આલીમો નીકળ્યા જેથી હીંદુસ્તાનમાં ગેરમુકલ્લદી અને વહાબીયતનો ચેપ ફેલાઈ ગયો, આમાં તેમણે પોતાના ખ્યાલ પ્રમાણે સારૂં કામ સમજીને કર્યું હશે પણ આપણે તો તે કામના પરીણામ ઉપરથી સૌ વાતનો તોલ કરવાનો છે. શાહ અબ્દુલહક સાહેબ, શાહ વલી ઉલ્લાહ સાહેબ, શાહ અબ્દુલ અઝીઝ સાહેબ એ સૌ મોહદીસ હતા. જબરા આલીમ હતા, અને મોલવી ઇસ્માઈલના વડીલ હતા એટલુંજ નહીં, પણ તેમના કરતાં ઇલમમાં ઘણાજ ભરપુર હતા. તેમની કીતાબો અને મોલવી ઇસમાઇલની કીતાબુ જોવાથી જમીન આસમાન જેટલો ફરક પડે છે. મોલવી ઇસ્માંઇલ પોતાના ઉપલા વડીલોના ફતવાઓથી તદન અલગ પડતા જણાય છે. આ કેમ થવા પામ્યું તેનો વિચાર કરવાનો છે.

(મુંબઈ સમાચાર. તા. ૪થી જુન ૧૯૨૭.)



# મહાન હઝરતની મોહબત કેવી ઢબથી ઓછી કરવામાં આવી.

## બહાદુર અરબ પ્રજાનાં સાધનોનું સત્યાનાશ.

## વહાબીઓની તારીફ કોણ કરી રહયા છે?

( લી૦ ઇસ્લામી સેવક. )

( ૧૪ )

ઉપલા તમામ લેખોથી ભાઇઓના જાણવામાં આવી ગયું હશે કે વહાબી અકીદાઓ ઉપર શા માટે જોર દેવામાં આવે છે અને તેનો ફેલાવ વધારે કરવામાં શું ભેદ રહયો છે. લાખો રૂપીઆનો જબરો ખરચ કરી એવા અકીદાના લોકો પેદા કરવામાં આવે છે અને એ અકીદાઓની કીતાબો પણ છપાવવામાં આવે છે. આ મઉ મતલબ હવે ભાઇઓથી છુપી રહેવા પામી નથી. મહાન હઝરત પયગમ્બર સ૦ ની મોહબત લોકોના મનમાંથી તદન ઓછી થઇ જાય અને લોકો તેમને એક સાધારણ માણસની માફક સમજે એવી પેરવીઓ હાલ તો થઇ રહી છે. વહાબી અકીદાવાળા મોલવીઓએ એવી કીતાબો ખાસ કરીને બહાર પાડી છે કે હઝરત પયગમ્બર સ૦ ને મોટા ભાઇ જેવા ગણવા અને તેમની એટલીજ અદબ કરવી. તેમના નામે અંગુઠા ન ચુમવા. તેમની મોલુદ શરીફમાં

કયામ માટે ઉભા ન થવું. તેમને ગેબના ઈલ્મવાળા ન સમજવા, તેમના વસીલાથી કોઇ પણ જાતની મદદ ન માંગવી. એ આલીમોએ આ પ્રમાણેની સેંકડો કીતાબો બહાર પાડી દીધી છે. અને પોતાના વાએઝોમાં પણ એજ વાતો ઉપર હમેશાં જોર દે છે, તેમની આવીને આવી કોશીશોથી લોકોના મનમાંથી મહાન હઝરત પયગમ્બર સ૦ની મોહબ્બત તદન ઓછી થઇ જવા પામી છે. અને તેમની જે અઝમત લોકો કરતા હતા તેમાં ઘણુંજ કમીપણું આવી ગયું છે. જયારે વહાબી અકીદાના આલીમોએ પોતાને મુસલમાન જણાવીને મહાન પયગમ્બર વીષે લોકોમાં આવી વાતો ફેલાવી તેમની મોહબ્બત લોકોમાંથી ઓછી કરાવે અને તેમને એક મોટા ભાઇ જેટલા મરતબાવાળા બતાવે તો પછી બીજા લોકોનું તો કહેવાયજ શું ? જયારે આવા આલીમોએ મુસલમાનોના દીલમાંથી પયગમ્બર સ૦ની મોહબ્બત અને બુઝુરગી ઓછી કરાવી નાખી ત્યારે "રંગીલા રસુલ" "વીચીત્ર જીવન" "સહીફે દોઝખ" વીગેરે જેવી કીતાબો બીજાઓએ બહાર પાડવાની હીંમત કીધી ! જો વહાબી આલીમોએ આવા મસલા કહાડયા ન હોત તો આવું કદી બનવા પામત નહી. જયારે મુસલમાનોને વહાબી અકીદા પ્રમાણે એવી તાલીમ અપાય કે મહાન પયગમ્બરની તાઝીમ મોટા ભાઇ જેટલી કરવી કેમકે તેઓ આપણા જેવા બશર–માણુસ છે, તો પછી બીજાઓ તેમને હલકા રૂપમાં બતાવે એમાં નવાઇ શું ? આવી આવી વહાબી અકીદાની કીતાબો હમેશાં બહાર પાડે છે છતાં મુસલમાનો શું કરી શકયા છે ? પણ કરે કયાંથી ? તેમની મોહબ્બતજ વહાબી આલીમોએ ટાઢી પાડી દીધી છે એટલે હવે થઇજ શું શકે ?

જ્યારે કોઇ મુસલમાન મહાન હઝરતનું નામ આવતાં તેની અદબ માટે પોતાના અંગુઠા ચુમી પોતાની આંખોએ લગાડે છે તો વહાબી અકીદાવાળા તેમને બીદઅતી કહે છે અને એવી બેહુદી દલીલ કરે છે કે પયગમ્બરના નામ ઉપર અંગુઠા ચુમો છો તો ખુદાના નામ ઉપર કેમ ચુમતા નથી ! આનો જવાબ તો હદીસથી ઘણાએ આપી શકાય એમ છે, પણ આપણે એકલી દલીલથી જવાબ આપીશું કે જ્યારે કોઇ ગ્રહસ્થ આપણા ત્યાં મળવા આવે છે, તો આપણે તેને ઉભા થઇને આવકાર આપીએ છીએ અને તેની તાઝીમ કરીએ છીએ. પણ જ્યારે આપણા બચ્ચાંઓ મદરસામાં પઢીને રજા મળતાં કુરાન શરીફ લઇને ઘેર આવે છે ત્યારે તેમના હાથમાં ખુદાનું પાક કલામ હોય છે, તો પણ આપણે તેની માઝીમ માટે ઉભા થતા નથી તો શું આપણે પેલા ગ્રહસ્થને ઉભા થઇ તેની તાઝીમ કરીએ છીએ તો તેનો મરતબો કુરાને શરીફ કરતાં મોટો છે ? કદી નહીં. તેજ પ્રમાણે આપણે મહાન પયગમ્બર સ૦ના નામ ઉપર અંગુઠા ચુમીએ તો શું તેથી એમ મનાય છે કે આપણે તેમનો મરતબો (મઆઝલ્લાહ) ખુદા કરતાં મોટો ગણાવવા માંગીએ છીએ ? ના, કદી નહીં. એ તો એ વહાબી અકીદાવાળાઓની હીકમત છે. તેઓ જે તે વાતે લોકોને ઉલટું સમજાવી તેમને અંગુઠા ચુમતા રોકે છે કે જેથી તેમનો ધારેલો હેતુ પાર પડે. જ્યાં આવી યુકતીઓથી કામ થતું હોય ત્યાં એકદમ સમજણ શી રીતે પડી શકે ?

ધરમના મહાન પુરૂષોની મોહબત ઉપર ધરમનો આધાર રહેલો છે. હાલની પોલીટીકસ પણ એજ કહી રહી છે. હાલ શીવાજી જેવા પુરૂષની જયંતી આર્યસમાજીઓ ઉજવવા તઇયાર થયા છે

એમાં મતલબ તો એજ છે કે લોકોના મનમાં તેમના માટે મોહબત પેદા કરવી. બીજાઓ જ્યારે પોતાના સંસારી આગેવાનો માટે લોકોના મનમાં મોહબ્બત પેદા કરવા ઉભા થયા છે ત્યારે આ વહાબી આલીમો મોહબત ઓછી કરવાના ધંધા કરી રહ્યા છે! અને લોકોને એવીજ તાલીમ આપી રહ્યા છે કે હઝરતના નામે અંગુઠા ચુમવા નહીં અને તેમની મોજુદ શરીફમાં કયામ કરવા ઉભા થવું નહીં! જ્યાં મુસલમાન આલીમોજ આવી કીતાબો લખતા હોય તો પછી બીજાઓનું શું કહેવું? પણ આ જે વાતો થાય છે તેમાં ઘણો ઉંડો ભેદ રહેલો છે. વહાબી અકીદાવાળા આલીમોની જેટલી કીતાબો જોશો, તેમાં ઘણે ભાગે આવાજ મસલા હશે! આવીજ બાબતો ઉપર ખાસ ભાર દેવામાં આવે છે અને જ્યાં જુઓ ત્યાં એજ ચરચા ચાલે છે. એમાં મતલબ એજ છે કે લોકો મહાન હઝરતને એક સાધારણ માણસ તરીકે માને અને ધીરે ધીરે તેમાં પણ કમીપણું આવી જાય. જ્યારે તેઓ પોતાના પયગમ્બર માટે ઓછો ખ્યાલ રાખતા થશે ત્યારે આપોઆપ હઝરત સ૦ ની તાલીમ ઉપરથી તેમનાં મન ખસી જશે અને તેમનો ઇસ્લામી જોશ મટી જશે. શું આ બધું હીકમતથી થતું નથી?

કાદીયાની ટોળાના મુખ્ય આગેવાન મીરઝા ગુલામ એહમદ કાદીયાનીએ નબુવતનો દાવો કર્યો અને તેમના ટોળાએ તેમને નબી માની લીધા. આવો દાવો કર્યાની છાપેલી કીતાબો પણ મોજુદ છે. જે માણસ આ જમાનામાં પયગમ્બરીનો દાવો કરે તેને માનનારા અથવા તેને સારો ગણી મુજદીદ ગણનારા લોકો કેવા ગણાય તેનો

વીચાર પોતેજ કરવાનો છે. હાલ કાદીયાની જમાતમાં બે ટોળા થઇ ગયેલા કહેવાય છે. એક મીરઝાજીને નબી તરીકે માને છે અને બીજો તેમને મુજદીદ એટલે દીનના સુધારક માને છે એટલે બંને ટોળા તેમને સારા તો માને છેજ. હવે જે માણસે નબુવતનો દાવો કર્યાનું ઉઘાડી રીતે પોતાની કીતાબમાં જણાવ્યું હોય અને એ દાવો હાલ કીતાબોમાં છપાએલો મોજુદ હોય તે માણસને સારો ગણનાર લોકો શું શરીઅત પ્રમાણે સારા ગણાઈ શકે છે ? આથી તો એમજ મનાય કે નબુવતનો દાવો કરનારને તેઓ ટેકો આપે છે. બંને ટોળાના કાદીયાનીઓ મીરઝાજીને દીલથી પોતાના પેશવા માની રહયા છે. શરીઅત પ્રમાણે જોતાં તેઓ સારા ગણાય નહીં તો પણ હાલ કેટલાક મુસલમાનો એવા છે કે જે કાદીયાનીઓને ફકત તેમનું તબલીગી કામ જોઇને સારા ગણવા અને એમની તારીફ કરવા બહાર પડયા છે. નબુવતનો દાવો કરનાર મીરઝાજીને સારા ગણનાર કાદીયાનીઓને જ્યારે તેમનું તબલીગનું કામ જોઇને સારા ગણવા આપણા ભાઇઓ ઉભા થાય છે તો પછી બીજા તબલીગ કરનારાઓને કેમ બુરા અને બીદઅતી ગણવામાં આવે છે એ પણ વીચારવા જેવું છે. આ જમાનામાં કોઇને નબી તરીકે ગણવો અથવા નબુવતનો દાવો કરનારને પોતાનો પેશવા સમજવો એ તો મોટામાં મોટો ગુન્હો છે. હવે આવો જબરો ગુન્હો કરનારા કાદીયાનીઓની તારીફ થાય અને ફકત લોકોના મનમાં મહાન હઝરત પયગમ્બર અને ઓલીયાઓની મોહબત તાજી રખાવવાનું ઉમદા કામ કરનારને હલકા ગણવામાં આવે એ પણ જમાનાની ખુબી છે ! કાદીયાની પ્રચારકોની તારીફ કરવી, તેમની

કીતાબોનો ફેલાવ કરવામાં મદદ કરવી, તેમને માન આપવું, તેમને માટે જલસા કરવા, તેમને ફંડમાં નાણાં આપવાં એ શું નબુવતનો દાવો કરનારાને સારો સમજનારા લોકોને ઉત્તેજન આપવા જેવું નથી ? તેમના તબલીગી કામ આગળ તેમનો આવો જબરો ગુન્હો પણ ભુલી જવામાં આવે છે તો શું એવું શરીઅતમાં કોઇ ઠેકાણે કહેલું છે ? અને જો એવો ગુન્હો ભુલી જવા જેવો હોય તો શું ઉરસ કરવો, નઝર ન્યાઝ કરવી, ફુલ ચડાવવા જેને માટે શરીઅતમાં આધાર છે તે કાદીયાનીઓના ગુન્હાથી પણ મોટો ગુન્હો છે ? જો આનુંજ નામ ઇન્સાફ હોય તો પછી ઇન્સાફ કયાં લેવા જવો ? કાદીયાની મતનો ફેલાવ એ વહાબી મતનોજ ફેલાવ છે, કારણ કે ગુલામ અહમદ કાદીયાનીએ એજ અકીદાઓથી પોતાની ગોઠવણી રચેલી છે. તેમણે પહેલાં વહાબી અકીદાઓ બહાર પાડયા અને તેનો ફેલાવ કર્યો અને પછીથી પોતે આગળ વધીને નબી હોવાનો દાવો કર્યો જે કોઇ આ વાત ન માને તે તેમની કીતાબો લાહોર અગર કાદીયાન (જીલ્લે પંજાબ)થી મંગાવીને ખાત્રી કરી લે. આ કાદીઆનીઓ પોતાને "અહમદીઆ જમાઅત" તરીકે ઓળખાવે છે અને વખતો વખત સરકાર આગળ પોતાની વફાદારી જાહેર કરે છે. તેમણે લંડન (વીલાયત) ખાતે પણ પોતાનું રહેઠાણ જમાવ્યું છે, અને અંગ્રેજી ભાષામાં એક બે છાપા કહાડે છે અને અંગ્રેજીમાં ચોપડીઓ પણ ઇસ્લામી વીષયો ઉપર બહાર પાડે છે. તેમણે અંગ્રેજીમાં કુરાને શરીફનો તરજુમો પણ બહાર પાડયો છે અને તેમાં પણ પોતાની તરફની કેટલીક નોંધ અને ટીકાઓ દાખલ કરી છે. હાલ અંગ્રેજી ભણેલાઓને માટે ઘણે ભાગે આ

કાદીઆનીયોનાંજ અંગ્રેજી પુસ્તક ઇસ્લામી ધરમની તાલીમના સાધન ગણાઇ ગયા છે. તેઓ અંગ્રેજી ભણીને પોતાનું અંગ્રેજીનું જ્ઞાન વધારવા માગે છે અને સાથે સાથે ઇસ્લામી વીશયોની માહીતી પણ મેળવવા માંગે છે. એટલે તેમની ઇચ્છા આ કાદીયાનીઓના અંગ્રેજી પુસ્તકોથી પુરી પડે છે. આથી ઘણા અંગ્રેજી ભણેલા શરૂથી એમના પુસ્તકો તરફ ખેંચાય છે અને તેની મારફતજ પોતાનું ઇસ્લામી જ્ઞાન મેળવે છે, જ્યારે મુળથીજ તેઓ કાદીયાનીઓના પુસ્તકોને પોતાના ઇસ્લામી જ્ઞાનના સાધન સમજે છે તો પછી આગળ જતાં તેઓ તેમનાજ અકીદા અને માન્યતા તરફ ચાલ્યા જાય છે. કાદીયાનીઓએ ઉછરતા મુસલમાનોને આ પ્રમાણે પોતાના તરફ ખેંચવા જોઇતાં સાધનો ગોઠવી મુકેલા છે. તેમણે એ માટે ઘણા પુસ્તકો અંગ્રેજીમાં બહાર પાડયાં છે અને તેને માટે મ્હોડે માગ્યા પઇસા આપીને ઇસ્લામી પેપરોમાં જાહેરાતો પણ આપે છે જેથી ઘણા પુસ્તકોનો મુસલમાનોમાં ફેલાવો થાય છે. વળી તેમણે પોતાના પેપરો પણ પોતાના મતના ફેલાવ માટે કહાડેલા છે અને એ પેપરોમાં ચાલુ વીશયો ઉપર જીગરથી ચરચા ચલાવી લોકોના મનમાં જગા કરી લે છે અને પછી પોતાના પુસ્તકોનો તેમનામાં ફેલાવ કરે છે. તે ઉપરાંત તેઓ જયાં જરૂર હોય ત્યાં જઇને ભાષણો પણ કરે છે અને પોતાની બોલવાની છટાથી લોકોને પોતાના તરફ ખેંચી પોતાના બનાવી લે છે. પોતાના મતના ફેલાવનો મોટો આધાર તેમણે અંગ્રેજી ભાષા ઉપર રાખેલો છે કારણ કે આજકાલ ઘણા લોકોનું વલણ એ ભાષા શીખવા તરફ વળેલું છે. એ ભાશામાં ઘણા આગળ વધેલા લોકો હાલ વીદવાન ગણાય છે.

એટલે આગળ જતાં એવા વીદ્વાન ગણાએલા લોકો તેમના પંથમાં ગણાશે જેથી તેમનો પંથ ઘણોજ આગળ વધી જશે. આ બધી બાબતોનો વીચાર હમણાથીજ મુસલમાન ભાઇઓએ કરવાનો છે.

કાદીયાનીઓએ પોતાની લંડનમાં બંધાવેલી એક નવી મસ્જીદ તેઓ વહાબી સરદાર ઇબ્ન સઉદના હાથથી ખોલાવવા માગતા હતા અને તેમણે તે માટે તમામ ગોઠવણ કરી લીધી હતી. પણ ઈબ્ન સઉદને એવી ધાસ્તી લાગી હતી કે તમામ સુન્ની મુસલમાનો તેને કાદીયાની ગણી કહાડશે અને તેની વીરૂધ્ધ જબરી ચળવળ ઉપાડશે તેથી તે પાછળથી ખસી ગયો હતો. ઇબ્ન સઉદ એતો જાણે છે કે કાદીઆનીઓ વહાબી અકીદાવાળા છે પણ હાલ તે તેમનાથી મસલહતની ખાતર અલગપણું રાખે છે. કેટલાક દેવ-બંદીઓ ઉપર પણ એજ રંગ હોવાનું જાહેર થઇ ચુકયું છે. એટલે વહાબી અકીદાઓનો ફેલાવ કેટલો બધો થઇ ગયો છે એ જોવાનું છે. એ દેવબંદીઓ અને કાદીયાનીઓના અકીદા તો વહાબી મતના છે પણ ફેર એટલોજ છે કે કાદીઆનીઓ મીરઝા કાદીયાનીને અને તેમની કીતાબોને માને છે અને દેવબંદીઓ મીરઝાજીને અને તેમની કીતાબોને માનતા નથી. અને તેમના બંનેમાં કેટલીક વખત જે લખાણો એક બીજાના વીરૂદ્ધના ચાલે છે તે એ વીશેનાજ હોય છે. તે ઉપરાંત એહલે હદીસ જે ગેર મુકલીદ કહેવાય છે તેમના અકીદા પણ તેવાજ છે. અને તેમની સંખ્યા પણ દીવસે દીવસે તેમની કોશીશથી વધતી જાય છે. તેઓ હનફી શાફઇ માલેકી અને હમ્બલી એ ચારે ઇમામોમાંથી કોઇની પણ તકલીદ કરતા નથી પણ પોતાની મરજી પ્રમાણે હદીસોનો અરથ કરી કામ ચલાવે છે.

દેવબંદીઓ તકલીદ કરે છે પણ બીજા અકીદાઓમાં ગેર મુકલ્લીદ જેવાજ છે. આની મતલબ એ નથી કે કાદીઆનીઓ દેવબંદીઓ અને એહલે હદીસ લોકોને ઇસ્લામની અને મહાન હઝરત પયગમ્બર સ૦ની મોહબત નથી. તેમને મોહબત જરૂર હશે પણ તેઓ તઉહીદના ખાલી ખીયાલમાં ને ખીયાલમાં એટલા તો આગળ વધી જાય છે કે મહાન પયગમ્બરને એક આપણા જેવા સાધારણ માણસની માફક બતાવી નાખે છે, તેઓ ઘણે ભાગે કહે કે પયગમ્બર સ૦ની મોહબત એ છે કે તેમના ફરમાવેલા કાયદા પ્રમાણે અમલ કરવો. પણ તેઓ એ ભુલી જાય છે કે તેમના કાયદા ઉપર અમલ કરવા સાથે તેમની જાત માટે પણ સઉ કરતાં ચડતી મોહબત હોવીજ જોઇએ. જો એવું ન હોય તો પછી તેમના કાયદા ઉપર અમલ કરીને બેસી રહેવું અને તેમની બદનક્ષી કોઈ કરે તો જોયા કરવું એ ઇમાનની નીશાની ગણાતી નથી. કોઇ માણસ કોઇ રાજાના કાયદાનો અમલ કરે અને તેની જાત માટે લાગણી ન રાખે તો એમજ ગણાય કે તે રાજાના માટે તેના મનમાં મોહબત કે વફાદારી નથી. તે જે કાયદાનો અમલ કરે છે તે તો ગુન્હાની આફતમાંથી બચવા માટે હોય છે. એટલે તેની પાબંદી તો તે પોતાના બચાવ અને ફાયદા માટે કરે છે. તેથી કાંઇ રાજાની મોહબત કે વફાદારી સાબીત થતી નથી. રાજાની મોહબત તો ત્યારેજ કહેવાય કે તે કાયદાના અમલ સાથે રાજાની જાત માટે પણ લાગણી રાખે. એજ પ્રમાણે જે માણસ મહાન હઝરતના કાયદા ઉપર અમલ કરે અને તેમની જાતને માટે લાગણી અને મોહબત ન રાખે તો તે ખરો મુસલમાન કેમ ગણાઇ શકે? તેમની જાતની

લાગણી એજ ખરી લાગણી છે. કારણ કે હદીસ શરીફમાં ચોખ્ખું છે કે જ્યાં સુધી કોઇ મુસલમાન મહાન હઝરતની જાત મુબારકને પોતાના જાન, માલ, બાલ બચ્ચાં, સગાવાહલાં અને પોતાની આબરૂ કરતાં વધારે વહાલી અને ચડતી ન સમજે ત્યાં સુધી તે સાચો મુસલમાન ગણાઇ શકતો નથી. આનુંજ નામ ખરો ઇસ્લામ છે. જ્યાં સુધી આવી મોહબત મહાન હઝરત સ૦ માટે ન હોય ત્યાં સુધી એકલા અમલથી ખરો ઇસ્લામ ગણાતો નથી. પણ એ લોકોએ તો "અમલ અમલ"ની વાતો કરી, પણ રસુલે અકરમની ખરી મોહબતની જોઇએ તેવી લાગણીનો ફેલાવ કરયો નહીં. તેમને હયાતુન નબી સમજવા, તેમને ઇલ્મ લદુન્નીવાળા ગણવા, તેમની મોલુદ શરીફના જલસા કરવા, અને કયામ માટે ઉભા થવું, તેમના નામ ઉપર અંગુઠા ચુમવા વીગેરે વાતો તેમની મોહબત વધારનારી છે અને એજ તેમની જાતની લાગણી છે. આથી ખુદાના મરતબામાં તઉહીદ પ્રમાણે કોઇ પણ જાતની અડચણ આવી શકતી નથી. ખુદાનો મરતબો તો તેની ઇબાદત અને તેને સીજદો કરવાથી માણસ સાચવી શકે છે, કારણ કે ખુદા સીવાય તેનાથી બીજા કોઇની ઇબાદત થઇ શકતી નથી. અને તેના વગર બીજા કોઇને સીજદો થઇ શકતો નથી. ખુદાની ઇબાદત કરવી એજ ખુદાનો મરતબો સઉથી ચડતો ગણવા બરાબર છે. અને એજ તઉહીદની શાન બતાવે છે. મોલુદ શરીફમાં કયામ કરવો કે મહાન હઝરત સ૦ ના નામે અંગુઠા ચુમવા એ કાંઇ તેમની ઇબાદત નથી, પણ તેમની મોહબતની નીશાની છે. હવે જે મોહબતની નીશાનીઓ છે તેને તો તોડવાની કોશીશો થાય છે તો પછી બીજાઓ મહાન હઝરતની હલકી

વાતો કરે અને તેમની બદગોઈ કરે તો મુસલમાનોથી શું થઈ શકે?

આ સઉ વાતનો ઉંડા વીચાર કરવાના છે. જ્યારે હઝરત સ૦ની મોહબત લોકોના મનમાંથી ઓછી કરી નાખવાના તરીકા અખત્યાર કરવામાં આવે છે તો પછી બીજા તેમની ઉમ્મતના બુજુરગોની શું વાત? આવું થાય તો તેમને સવાબ પહોંચાડવાના કામ બંધ થાય અને તેમની કબરો તુટે એ ઉઘાડું છે. આ મોહબત એટલા માટેજ ઓછી કરવામાં આવે છે કે તેમની કબરોને કોઈ ખ્યાલ રાખે નહીં અને ત્યાં કોઈ જાય નહી. મકકા મોઅઝમા અને મદીના શરીફમાં હજારો કબરો એજ હીસાબે તોડી નાખવામાં આવી, અહીં આપણા કોઈ મુસલમાનની કબર કોઈ હીંદુ, કોઈ મ્યુનીસીપાલીટી, કે કોઈ હાલનો અધીકારી તોડી નાખે તો તેને આપણે આપણો દુશમન ગણીએ અને વહાબીઓએ આપણા મહાન બુજુરગોની સેંકડો કબરો અરબસ્તાનમાં હાલ તોડી નાખી છે, છતાં કેટલાક વહાબી આલીમો અને બીજા તેવા ભાઈઓ એ વહાબીઓને સારા ગણી રહયા છે એ શું બતાવે છે? એ બુજુ-રગોના મઝારો અને તેમના રોજાઓ આજ સુધી કાયમ હતા. જો એ ચીજ નાદુરસ્ત હોત તો તે પહેલાંથી થાતજ શી રીતે? અને આજ સુધી તે આપણા જમાના સુધી પહોંચતજ કેમ? શું ઈસ્લામના સાડી તેરસો વરસમાં આજ સુધી કોઈ આલીમ હતાજ નહી? જો રોજો બનાવવાનું કામ નાદુરસ્ત હતું તો ખુદ મહાન હઝરતનો રોજો મુબારક શી રીતે બંધાયો? શું કોઈએ જાણ્યુંજ નહીં કે જે ચીજ નાદુસ્ત છે તે ત્યાં કેમ તઇયાર થાય છે?

કેટલાંક વહાબી અકીદાઓમાં રંગાએલા લોકો એવી દલીલ કરે છે કે વહાબીઓના અમલમાં અરબસ્તાનમાં ઘણું અમનચેન છે કેમકે હાથમાં રૂપીઆ ખખડાવતા લઇ જાઓ તોપણ કોઇથી નામ લઈ શકાતું નથી ! બદુઓની લુટનું હવે નામ નીશાન રહયું નથી ! વહાબીઓએ તેમના હથીયાર પડાવી લઈ તેમને તદન ગરીબ ગાય જેવા કરી નાખ્યા છે ! અને હવે માણુસ સુખેથી મરજી પ્રમાણે બધે જઇ શકે છે ! પણ આ બધી વાતો પોતાના જાતી આરામની થઇ રહી છે ? પોતાના જાતી આરામ ઉપર મહાન બુજુરગોના પાક મઝારો કુરબાન કરવામાં આવે તે કેવી ઇમાનદારી ! અમનચેન અને પઇસા ખવડાવતા લઇ જવાનો સવાલ લાવવામાં આવે છે ત્યારે તો અંગ્રેજી સરકારના રાજમાં વહાબીઓના કરતાં પણ એ બાબતનુ વધારે સુખ અને આરામ છે તો પછી અરબસ્તાનમાં તેનુંજ રાજ થઇ જવા દો ! વળી બંધુઓની લુટની વાત કરો છો તો તે જંગલમાં લુટતા હતા અને વહાબીઓ તો ભારે કીનાયા, જબરા કર અને ઘણા પ્રકારની લાગતો લઇને શહેરમાં ધોળે દહાડે જબરી લુટ ચલાવી રહયા છે તેનું કેમ ? વળી બંદુઓને વહાબીઓએ ગરીબ ગાય જેવા કરી નાખ્યા છે તો તે શી રીતે ? તેમની ઉપર જુલમ કરીને અને તેમના હથીયાર પડાવી લઇને ! પણ આ હથીયાર પડાવી લેવાનું પરીણામ શું આવશે તે જાણો છો ! અરબ પ્રજા જે આજ સુધી હથીયારથી પોતાનો લડાયક જુસ્સો કાયમ રાખી શકતી હતી તે હવે હથીયાર પડાવી લેવાથી નામરદ, હથીયાર વગરની અને હીચકારી થઇ જશે. અને જ્યારે તે દમ વગરની થઇ જશે ત્યારે ગેરઇસ્લામીઓ મક્કા મોઅઝમા

અને મદીના મુનવ્વરા જેવા પાક મથકોમાં મરજી પ્રમાણે કામો કરશે તો પણ તેનાથી આગળ જતાં શું કે ત્યાં થઇ શકશે નહીં. જંગલી અરબો લુટતા હશે પણ તેમની લુટ હાલના વહાબીઓની જુલમી લુટ આગળ કાંઇ પણ બીસાતમાં નથી. વળી તેમની લુટની ધાક ત્યાં ફક્ત ત્યાં સુધીજ રહેતી કે જ્યાં સુધી કાફલામાંથી ઉઘરાણું કરીને તેમને કાંઇ રકમ આપી દેવામાં આવે. જ્યારે તેમને કાંઇ કીનં મળી જતી તો પછી તેઓ એક અક્ષર પણ બોલતા નહીં. તેમની પાસે જ્યાં સુધી હથીયાર કાયમ હતા ત્યાં સુધી તેમનામાં બહાદુરી કાયમ હતી અને તે બહાદુરીને લીધે આજ સુધી ત્યાં કોઈ ગેરઈસ્લામી ફરકવા પામતો રકમ. પણ હવે તેમને જોણી જોઇને નામરદ :બનાવી દીધા છે તો પછી અરબની બહાદુરીનું નામનીશાન પણ દુનીયામાંથી મટી જવાનું છે, આ બધા ગેરકાયદાની વાતો છે કે કાયદાની ? પણ જે માણસે પોતાનાજ આરામની દરકાર રાખતા હોય તે આવી વાતો કરે એમાં નવાઇ જેવું નથી ! આખા અરબસ્તાનનું આ પ્રમાણે સત્યાનાશ વળી જાય છે ત્યારે પોચા ભાઇઓ રાહતનો દમ લઇ રહયા છે કે હવે હાથમાં રૂપીઆ ખખડાવતા બધે ફરીશું ! અફસોસ છે આવા ઢીલા ઇમાન ઉપર! આ જર પરસ્તી નથી ? પાક મથકનું રક્ષણ કરનારી અરબ પ્રજાની આઝાદી અને બહાદુરી છીનવી લેવામાં આવે છે અને ભાઇઓને ચેનબાજી સુજી રહી છે! અફસોસ ! હજાર અફસોસ ! આવા તકલાદી ઇમાન થઇ જવાનું કારણજ વહાબી આલીમો છે જેમણે મહાન હઝરતની મોહબ્બત ભાઇઓના દીલોમાંથી ઓછી કરી નાખી છે. જ્યાં હઝરત સ૦ નીજ મોહબ્બત ઓછી છે તો પછી તેમની જગાની

શું વાત ! આટલા માટેજ એવા ભળતા મસલા બયાન કરવામાં આવતા હતા કે ગમે તે થાય તો પણ મુસલમાનો મોહબત ઓછી થઇ જવાથી જરા પણ હાલેચાલે નહીં ! અંતે એજ થઇને રહયું છે !

મુસલમાન ભાઇઓ ! હજુ પણ આંખો ઉઘાડો અને નજર કરીને જુઓ કે તમને ક્યા કીનારે લાવી મુકયા છે ? મહાન હઝરતના અને તેમના આશકોની મોહબત તમારા દીલમાંથી કહાડી નાખવા કેવી કેવી હીકમતોથી કામ લેવાયું છે ? શું આ હીકમતવાળાઓની હીકમતો નથી ? શીવાજી જેવા એક સંસારી પુરૂષની જયંતીમાં હીંદુ ભાઇઓને આજે ત્રણસો વરસ પછી પણ ફાયદો દેખાયો છે તો શું તમારા મહાન પયગમ્બર સ૦ અને તેમના આશકોની જયંતીમાં ફાયદા નહીં હોય ? શું તમારે હજુ પણ આંખ બંધ કરીને ચાલવું છે ? શું હજુ પણ દરગાહોના તબલીગી મથકો બરબાદ કરવા છે ? શું હજુ પણ સંતોષ નથી થયો ? શું હજુ પણ વહાબી અકીદાઓનું પરીણામ નથી જાણી શકતા ? હવે તો છેલ્લે ઓવારે પાણી આવ્યાં છે ! માટે આંખો ઉઘાડો અને જુઓ કે શું હતું ને શું થઇ ગયું ! ખુદા સઉ ભાઇઓને નેક હીદાયત આપે અને ખરા રસ્તા ઉપર લાવે ! આમીન ! !

મુંબઇ સમાચાર. તા૦ ૩ જી સપટેમબર ૧૯૨૭.

# છેવટ.

---

ઉપલાં ચૌદ લખાણો "મુંબઇ સમાચાર"ના જુદા જુદા અંકોમાં ઈ૦ સ૦ ૧૯૨૬–૨૭માં પ્રગટ થયાં હતાં તે મને ઠીક લાગવાથી આ નાનકડા પુસ્તકના રૂપમાં ભાઇ ઓની આગળ મુકવામાં આવ્યાં છે તો ભાઇઓ તોલ કરશે કે હાલમાં આલીયાઓની દરગાહો અને તેમના ઉરસો વિરૂદ્ધ જે ચળવળ ચલાવવામાં આવે છે તે કયા હેતુથી છે. મુસલમાન ભાઇઓને હાલ ઉલટી રીતે સમજા વવાની જે કેટલાક વહાબી ખ્યાલના આલીમો હિકમત ચલાવી રહ્યા છે તેમાં શું ભેદ રહેલો છે તે આથી સાફ જણાઇ આવે છે. હવે ભાઇઓએ કયો રસ્તો લેવો એ એમની મરજીની વાત છે. પણ વખત ઘણો બારીક હોવાથી તેમણે ખાસ વિચાર કરવાની જરૂર છે એમાં તો જરાએ શક જેવું નથી.

ઇસ્લામ એ એક ઘણી વિશાળ વસ્તુ છે. તેને આ કહેવાતા આલીમોએ કુફ્ર, શિરક, અને બિદઅતના નકામા ઓઠાં ઉભાં કરીને એવો તો સાંકડો અને તંગ બનાવી

દીધો છે કે જેની કાંઇ હદ નહીં. તેઓ મુસલમાનોને કાફિર બનાવે છે પણ કોઇ કાફિરને ઇમાનદાર—મોમિન બનાવવાની વાત તો જાણતાજ નથી. દુનિયામાં આજકાલ શું થઇ રહયું છે તેનું તેમને જરા પણ ભાન નથી. આવા ખ્યાલના આલીમો જ્યાં સુધી છે ત્યાં સુધી ઇસ્લામના રસ્તામાં તેઓ બેહદ અડચણો નાખ્યા વગર કદી રહેવાના નથી. માટે સમજુ ભાઇઓને મારી વિનંતી છે કે એ આલીમોને સમજાવવા કોશીશ કરવી. અને સમજાવ્યા છતાં પણ જો તેઓ ન માને તો તેમને ઉઘાડા પાડી તેમની ચાલબાજીઓથી કોમને વાકેફ કરી ઇસ્લામના પ્રચારના રસ્તામાં તેઓ જે આડખીલીઓ નાખી રહ્યા છે તે ઉખેડી નાખવા જરૂર બહાર પડવું. જો તેઓ આટલું કરશે તો તેમણે ઇસ્લામી તબલીગની ખાસ સેવા બજાવી છે એવું સમજુ વર્ગ માન્યા વગર કદી રહેશે નહીં. ખુદા આપણા ભાઇઓને આ કામ કરવાની હીંમત આપે.



આ ચોપડી સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળમાં આવેલા
શ્રી " અંબિકા વિજય " પ્રી. પ્રેસમાં
હરગોવનદાસ હરકીશનદાસે છાપી.

